

# ચિત્રા બાળા.



પ્રસિદ્ધ કરનાર

ભૂ. છૂ. પારેખ.

રાજકોટ.

# સ્નિગ્ધા બાલા.




રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

ભૂધરલાલ વૃંદાવનદાસ પારેખ.

રાજકોટ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

સં. ૧૯૭૨. ઇ. સ. ૧૯૧૬.

અમદાવાદ પાનકોરને નાકે ચુડીઓળમાં **મનહર**

પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે

છાપ્યું.

મૂલ્ય બાર આના.

આ લઘુ પુસ્તક

મ્હારા પરમપૂજ્ય શિરછત્ર તીર્થરૂપ પિતાશ્રી વૃંદાવનદાસ રામજીભાઈ કરશનજીભાઇ પારેખને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

ભુદર.

# પ્રસ્તાવના.

આ દોરંગી દુનિયા એક જાતની નાટકશાળા છે. અનેક પાત્રો અનેક જાતના વેશ ભજવતા આ જગમા જોઇ લેવાય છે. કોઇ મોજ મજામાં, કોઇ સ્વાર્થ કાર્યમાં તો કોઇ પરમાર્થમાં જેને જેમ ઠીક લાગે તેમાં આનંદ માને છે અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે છે. પરંતુ જો એ સૌ પાત્રો અથવા તેનો મોટો ભાગ સત્કાર્યમાં આનંદ માનતા હોય અને તેમાંજ બુદ્ધિ ફેરવતા હોય તો કેટલું બધું સારૂં થાય !

બાળ લગ્ન, કન્યા વિક્રય, વૃદ્ધ વિવાહ, અનીતિ વગેરે ખોટાં અને ખરાબ કાર્યો તરફ તિરસ્કાર ઉત્પન્ન કરવાના શુભ હેતુથી અને સદ્વર્તનની કેળવણી વધારવાના શુભ આશયથી આ પુસ્તક મારી અલ્પ-મતિ અનુસાર લખી જનસમાજની સેવામાં ધરૂં છું. બેશક મારૂં જ્ઞાન કેટલું છે તે હું સારી રીતે સમજું છું અને જ્યારે મેં મારા ગુરૂજનો પાસે આ પુસ્તક મૂક્યું ત્યારે તેમણે કહ્યું કે " જો તમારે સાહિત્ય પ્રવૃત્તિમાં પડવું હોય તો આવા પ્રયાસ ચાલુ રાખવા પડશે અને ચાલુ રાખશો તો ધીમે ધીમે આથી પણ વધારે સારૂં લખી શકશો. પણ જો સાહિત્ય પ્રવૃતિમાં પડવાનો અવકાશ નહોય તો પછી જે વેપારી લાઇનમાં છો, તેજ તમારે માટે ઠીક છે " આ સૂ-ચના મેં સ્વીકારી છે ને તેથી મારા આ પ્રયાસમાં જે કંઇ ખામી ખોડ જણાય તે દરગુજર કરવાની વાચકવૃંદને વિનતિ છે. મારા જેટલા અભ્યાસવાળા, મારા જેવી વેપારી લાઇનવાળા અને મારા જેટલી ઉમરના મારા સહાધ્યાયીઓ કે સમવયસ્કો કરતાં જન સમાજની સેવા આ રીતે બજાવવાની મને જે હિંમત આવી છે તેને માટે હું મારા ગુરૂઓ અને વડીલોનો આભાર માનું છું. મારા એક ગુરૂના

લખાણો એ ત્રણ સ્થળે તો મેં તેમની પરવાનગીથી સદાઅરાં ઉ-
તારી લીધાં છે ને કેટલેક સ્થળે વાક્ય રચના, જોડણી વગેરે તેમણે
સુધારી આપ્યાં છે. કવિતાઓ તથા બીજું લખાણ તેમની પાસે
નવેસરથી તૈયાર કરાવી મારે નામે પ્રસિદ્ધ કરવાનું મને ગમતું
નથી, એટલું તો મને સ્વાભિમાન છે; અને એ સ્વાભિમાનને લીધેજ
મારા લખાણમાં વિશેષ ફેરફાર નહિ કરાવતાં મારી પોતાની કૃતિ મેં
જનસમાજ આગળ રજુ કરી છે.

સ્ત્રીઓને કેળવવી જોઇએ, જ્ઞાતિના રીવાજો સુધારવાને પરિ-
શ્રમ સેવો જોઇએ, જ્ઞાતિના આગેવાનોને ઠેકાણે લાવવા યોગ્ય દિ-
શામા પ્રયત્ન આદરવા જોઇએ અને જનસમાજને ઉપયોગી થવાનું
શિક્ષણ આપવું જોઇએ. આટલા માટે ગામોગામ ફરનારો એક ઉપ-
દેશક વર્ગ તૈયાર થવો જોઇએ. નચેની હાલત સુધરવી જોઇએ.

આશક પરણ્યા જેવા માશુકનો પુર દમામ;
જાણે ઘરડી ઘોડી ને પેરાવી લાલ લગામ.
વર લોભ ધરે કન્યાનો, જમવાને માગે જાન;
ધોડાને બદલે ખાંધો, ગીતડાને બદલે કાણ.
આંહી માંડવડો બંધાયો, ત્યાં કોઈ ગયાં શ્મશાન
ચોરીને બદલો ચોકો, ને રામ બોલો ભાઇ રામ.

આ પુસ્તક તૈયાર કરવામાં જે જે પુસ્તકની જે કંઇ સહાયતા
લ.ધી હોય તે સૌનો ઉપકાર માનું છું.

આ પુસ્તકને છપાવવા માટે મારા મિત્રને એક કાગલ લખેલ
હતો એટલે તેઓએ રૂ. ૫૦ ) મને તારમાં મોકલાવ્યા તેનો ઘણોજ
આભાર માનું છું. આ મારા મિત્ર બાળસ્નેહી જમનાદાસ જાદવજી
મોરા મારા તરફ બહુ માયાળુ વર્તનથી વર્તે છે તેથી તેનો આભાર
માનું છું.

ભુદરલાલ વૃંદાવનદાસ.
ઠે. કાપડ બજાર-રાજકોટ.

# સ્નિગ્ધા બાલા.

## પ્રકરણ ૧ લું.*

### ૧ કૃષ્ણ કુમાર.

કૃષ્ણ કુમાર ! કૃષ્ણ કુમાર ! કેમ તારો પત્ર નથી ? શું તને હુંજ સંભારૂં છું ? શુ તું તો મને એટલી થોડી મુદતમાંજ વીસરી ગયો કે ? હા ! સંસાર ! વિચિત્ર જગત્ ! માયાવી જગત્ ! તને છોડી અરણ્યમાં એકાંત વાસ શોધવાને ઋષિ મુનિઓ અમથા ગયા નહિ હોય ?

એક પંડિત કૃષ્ણકુમારને યાદ કરતો કરતો ને ઉપર મુજબ બકતો બકતો પ્રાતઃકાળમા પથારીમાંથી ઉઠયો, આંખો ચોળતો ચોળતો મેડેથી નીચે ઉતર્યો. નીચલા ઓરડામાં પંડિતની ધર્મ પત્ની સુતાં હતાં. તેણે પંડિતનો આ બધો બકબકાટ સાંભળ્યો હતો, તેથી તે બોલી ઉઠી કે પ્રાણનાથ ! કૃષ્ણકુમાર કોણ છે ? અને દરરોજ પ્રાતઃકાળમા તમે આમ કેમ બોલ્યા કરોછો ? કૃષ્ણકુમારને યાદ કરો છો તે કરતાં કૃષ્ણને યાદ કરોની કે જેથી આત્માનું કલ્યાણ થાય.

પંડિતે પ્રાણેશ્વરીનાં મધુર અને પવિત્ર વાકયો સાંભળી ઉત્તર આપ્યો કે હૃદયેશ્વરી ! કૃષ્ણકુમાર કોણ છે એ તને હું યોગ્ય પ્રસંગે વિગતવાર જણાવીશ

---

* સ્નિગ્ધાના ગતભવનો સંબંધ જાણવા લખ્યું છે.

કૃષ્ણ પરમાત્માના સ્મરણને માટે પણ એ નામ યોગ્યજ છે. કૃષ્ણકુમાર અથવા કુમારકૃષ્ણ—બાલકૃષ્ણ એમ શા માટે તું સમજતી નથી, એટલું કહી પંડિતજી પ્રાતઃકાળની શારીરિક ક્રિયાઓ માટે સાવધાન થયા ને નિત્ય નિયમથી પરવારી પાછા મેડે ગયા. મેડે જઇને વિચાર કરે છે કે શું કૃષ્ણકુમાર કેદખાનામાં પડયો હશે? શું તેનું શરીર બગડયું હશે? શું તેને પત્રો નહિ પહોંચતા હોય? શું તેણે હિંદ ભૂમિ તજી કોઇ બીજી ભૂમિમાં પ્રયાણ કર્યું હશે? ના, ના, તેવું તો કશુ બનવાનો સભવ નથી. માત્ર તે મને વિસરી જવા માગે છે. ઠીક, કૃષ્ણકુમાર! ભલે તું મને વિસરી જજે. તું મને વિસરી જા, એ જોવાને હું ઘણોજ રાજી છું. એથી આ સ્વાર્થમય સંસારમાંની મોહ દશા ઓછી થશે. એથી આ પ્રાપચિક વિશ્વનું બંધન શિથિલ થશે. ભલે, ભાઇ તું જરૂર મને ભુલી જજે, તું મને ભૂલી ગયો છે, એમ દીર્ઘકાળ પર્યંત મને જણાશે એટલે હું પણ તને ભૂલી જવાનો યત્ન કરીશ. તું અને હું એવો ભેદ ભૂલી જઇ એકાત્મ ભાવથી આ જગતમાં વિચરવાની જે મહેચ્છા છે તે તેથી પાર પડશે.

ચંદ્ર અને ચકોરની પ્રીતિ શા કામની છે? ચંદ્રને ચકોર ચાહે છે અને તેના તરફના ભક્તિભાવથી-પ્રેમ ભાવથી તે પોતાના શરીરને અપાર ક્લેશ આપે છે; અરે! અંગારા (અગ્નિ) ખાય છે પણ તેના એ પ્રેમભાવને ચંદ્રે કદી પણ લક્ષમાં લીધો છે? ના. પણ શું કૃષ્ણકુમાર મારો ચંદ્ર છે? એમ તર્કવિતર્ક કરે છે, તેવામાં "જગતબંધુ" નામે એક વર્તમાનપત્રનો ભૂત-દૂત પંડિતજીના ઓરડામાં દાખલ થયો. તેણે આવીને કહ્યું કે પંડિતજી આપે ગઇ કાલે પ્રાતઃકાળમાં સૂર્યોદય ન થઇ જાય તેની ઉતાવળ રાખીને-સાર

મુહૂર્ત હશે તેથી તે સાચવીને જે ઉમદા ભાષણ આપ્યું હતું તેનાં વખાણ તમારા શિષ્યો બહુ કરે છે. તો તેની નકલ મને આપો. તે "જગતબંધુ" પત્રમાં પ્રગટ થતાં આખા જગતમાં આપનું નામ પ્રકાશિત થશે.

પંડિતજી છાપખાનાના ભૂતને ઓળખતા હતા, તેને તેનું કહેલું મશ્કરીરૂપ જણાયું તોપણ મોઢું ઠાવકું રાખી બોલ્યા કે ભાઈ, આપે જે મારાં વખાણ કર્યાં છે તે આપને પોતાનેજ મુબારક હો ! હું પામર માણસને માટે એવા વખાણ ન ઘટે, મેં ભાષણ મોઢથી આપ્યું હતુ તેથી મારી પાસે નકલ નથી. એમ કહી પંડિતજીએ પીડા પતાવવા માંડી પણ છાપખાનાના ભૂત એમ કયાં કાચા હોય છે ? તેણે કહ્યું કે ત્યારે મહેરબાની કરી આપના ભાષણના થોડા મુદ્દા ઉતરાવો કે જેથી તે પરથી અમને ઠીક લાગશે તેમ લખી કાઢીશું. આપ નહિ બોલ્યા હો એવું અને વાંચીને આશ્ચર્ય પામશો એવું એવું અમને કયાં લખતાં નથી આવડતું ? પંડિતજીએ કહ્યું કે ના ભાઈ ! એવું કરશોમાં. છાપખાનાના ભૂતે કહ્યું કે આપ ભાષણના મુદ્દા તો આપો પછી થઈ રહેશે. આપની પણ વાત રાખીશું.

પંડિતે જે કાંઈ મુદ્દા યાદ હતા તે લખાવ્યા.

૧ પ્રભુનો ઉપકાર માનો કે તમારૂં કામ ફતેહમંદીથી પુરૂ થયુછે.

૨ શું ભૂલી જવું ને શું ન ભૂલી જવું તે હમેશાં ધ્યાનમાં રાખો.

૩ વફાદાર રહેવું. ( જેણે ઉપકાર કર્યા છે તેના તરફ પૂજ્ય બુદ્ધિ રાખવી. ) કૃતજ્ઞ થવું.

૪ કર્તવ્ય પરાયણ થવું.

૫ પરસ્પર ભાઇચારાથી મદદ કરી સાથે કામ કરવાની વૃત્તિ રાખવી.

૬ પારકાનુ ભલુ કરવાનો જુસ્સો રાખવો, ને તે ઉમંગને વર્તનમાં મુકવો.

૭ ઇર્ષ્યાનો અવગુણ કાઢી નાંખજો.

૮ બાકીની જીંદગીમાં મળો ત્યારે તમારે માટે માન ઉત્પન્ન થાય એવું હોય તો જરૂર મળજો.

૯ ગૃહદેવ થવાનો જોગ આવે ત્યારે પવિત્ર અને સત્યતાથી ગૃહદેવ થજો.

૧૦ એક કુટુંબી તરીકે આ ગુરૂકુળમાં તમે અને અમે નિવાસ કર્યો હતો, એવું તમને અમને સદાય સુખદાયક સ્મરણ રહો.

૧૧ પ્રભુ સૌનુ કલ્યાણ કરો.

આ ૧૧ મુદ્દા છાપખાનાના ભૂતે ઉતારી લીધા પણ એ ભાષણ પૂરૂં થતાં, કૃષ્ણકુમાર પંડિતજીનો ઉપકાર માનવા ઉભા થયા હતા એ વાત લખાવવાનું પંડિતજી ભૂલી ગયા. બીજે દિવસે "જગતબંધુ" પત્રમાં પંડિતજીનું ભાષણ પ્રગટ થયું. પહેલાજ મુદ્દામાં છપાયું હતું કે "પ્રભુનો ઉપકાર માનો કે આ પ્રાતઃકાળમાં તમારૂં મારૂં ઉંઘ લેવાનું કામ ફતેહમંદીથી પૂર્ણ થયું છે." આવો છબરડો દરેક મુદ્દામાં વાળ્યો હતો. પંડિતજી આ બધું વાંચી પેટ ભરી હસ્યા, ને તેટલીવાર કૃષ્ણકુમારને પણ વીસરી ગયા.

## ૨ નાત અને નિરાશા.

કૃષ્ણકુમાર પંડિતજી સાથે મિત્રતામાં જોડાતો જતો હતો પણ કેટલાક પ્રસંગો એવા બન્યા કે પંડિતજીના ડગુમગુ વિચાર માટે અને પંડિતજીની પત્નીના તો તદ્દન જુના ને વહેમી વિચાર માટે તેને

ધિક્કાર છુટયો હતો અને તેથી वादेवादे जायते तत्व बोध: ને બદલે ક્લેશ વધી ગયો હતો. બંને એકબીજાથી રીસાયા હતા. પ્રથમ તો મિત્રનાના સંબધમાં મોટી મોટી વાતો કરતા હતા. પણ તે બધું નવા જુના વિચારના વાદવિવાદથી ભુંસાઇ ગયું હતું.

शोकाराति भयत्राणं, प्रीतिविश्रम्भ भाजनम्

केन रत्नं मिदं सृष्टं, मित्र मित्यक्षर द्वयं.

શોકને હણુનાર, ભયથી રક્ષણ કરનાર, પ્રીતિ અને વિશ્રામનું સ્થાન એવો રત્ન જેવો માપેલા માત્ર બેજ અક્ષરનો આ મિત્ર શબ્દ કોણે રચ્યો હશે ?

આવા મિત્રપણાને બદલે વારંવારના આગમનનું પરિણામ ધિક્કારમાં આવ્યું

अति परिचया दवज्ञा, संतत गमना दनादरो भवति;

मलये भील पुरंध्री, चंदन तरु काष्ट मिंधनं कुरुते.

મલય પર્વતમા રહેતી ભીલડીઓ ચંદનના ઝાડને બળતણ તરીકે વાપરે છે, તેની પેઠેજ અતિ પરિચયથી અવજ્ઞા અને વારંવાર જવાથી અનાદર ઉત્પન્ન થાય છે.

ઉપલો શ્લોક આ બંનેની મિત્રતાનો જવાબ આપે છે.

કૃષ્ણકુમાર વિદ્વાન હતો, ભણેલો ગણેલો હતો. કુમારિકા કૃષ્ણાનો પરમ પરિચિતને પ્રીતિપાત્ર હતો. વિવેકી ને વિનયી હતો, વિદ્યાનો વ્યસની હતો અને તેથીજ પંડિતની સાથે તેને પ્રેમ થયો હતો. તે કઇ જાતનો હતો તે પ્રથમ જાણવામાં નહોતું ને પાછળથી પણ ખરેખર તો જાણવામાં આવ્યું નહોતું. તેનું વર્તન ગોવેનીઝ જેવું સાહેબશાહી હતું. તે પંડિતજીને ત્યાં આવતો જતો. પંડિતજી તેને ત્યાં આવતા જતા.

એક વખત યુરોપના ઇટાલી દેશમાંથી આવેલા એક સાહેબ હિંદુનું ઘર જોવા જવાનું કૃષ્ણકુમારને કહેતા હતા. કૃષ્ણકુમાર તેને પંડિતજીને ઘેર તેડી ગયો. પંડિતજીએ તે સાહેબનો સારો સત્કાર કર્યો અને આખા ઘરમાં તેને ફેરવી બધું બતાવ્યું. રસોડું પણ બતાવવાની ઇચ્છા હતી પણ પંડિતાણી તેમાં વચ્ચે આવ્યાં ને બધાની રૂબરૂ પંડિતનું અપમાન કર્યું. સાહેબને વળાવી આવી પંડિત તથા કૃષ્ણકુમાર પાછા આવ્યા ત્યાં તો પંડિતાણી ગાયનું છાણ એકઠું કરી ઘર લીંપવા લાગ્યા. કેમકે પંડિતાણીએ માન્યું કે મારૂં ઘર આજે અપવિત્ર થયું. કૃષ્ણકુમારને ભટાણીની આ રીત અપમાનકારક લાગી અને તેથી તેનાથી બોલાઇ ગયું કે હું કોણ છું તેની તમને ખબર પડશે તો તમે કેટલીવાર તમારૂં ઘર લીંપી ગુંપી પવિત્ર કરશો ?

કૃષ્ણકુમારનું બીજું નામ ગોપાલ હતું અને તેથી તેને ગોપાલ તરીકે પંડીતજીના ઘરમાં તેમજ બીજે ઘણે ઠેકાણે ઓળખવામાં આવતો.

કૃષ્ણકુમારની ઉપરની વાતપરથી ભટાણીને શક પડયો કે કૃષ્ણકુમાર હિંદુ નથી. નાત જાત સંબંધી ભટાણી અને પંડિતજીના વિચારોમાં ઘણો ફરક હતો. પંડિતજી એમ માનતા હતા કે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ બસ છે. ભટાણી એમ માનતા હતા કે બ્રાહ્મણની ૮૪ નાત છે તેની ૮૪૦ નાત થવાની જરૂર છે; તે વગર ખરી પવિત્રતા જાળવી શકાય તેમ નથી. છેલ્લે પંડિતજીએ એટલો તો નિશ્ચય પોતાના શિષ્ય મંડળમાં જણાવી દીધો હતો કે જ્યાં રોટી વહેવાર હોય ત્યાં બેટી વહેવાર રાખવામાં વાંધો નથી.

કૃષ્ણકુમારે પંડિતજીને કહ્યું કે તમારા હિંદુ સંસારમાં તો સ્ત્રી કરતાં પુરૂષનું વિશેષ ચલણ હોય છે તો તારી સ્ત્રી આવી રીતે અમને અપવિત્ર માનતી રહે તે ઠીક નહિ. અભણ, વહેમી ને અંધ

શ્રદ્ધાળુ ભટાણીજી ભટજીનું કંઇ માનતા નહોતા એટલુંજ નહિ પણ જેમ જેમ કૃષ્ણકુમારનો પરિચય વધતો ગયો તેમ તેમ ભટાણીએ તો પોતાની ઠાકોરજીની પૂજાની ઓરડીમાં પણ કૃષ્ણકુમારના મિત્ર એટલે પંડિતજીને આવવાની બંધી કરવા માંડી.

એકવાર પંડિતજીને અંત્યજ શાળાની પરીક્ષા લેવા માટે એક દેશી રાજા તરફથી માસિક ૧૫૦) ના પગારથી ઇન્સ્પેકટર નીમવામાં આવ્યા, કૃષ્ણકુમારે એ જગ્યા સ્વીકારી સ્વાર્થ સાથે પરમાર્થ સાધવા પંડિતજીને સલાહ આપી. ગૌતમ બુધ્ધે, લોર્ડ મહાવીરે, પંઢરપુરવાળા વિઠોબાએ, લોર્ડ ક્રાઇસ્ટે વગેરે મહાત્માએ સર્વ જીવોને સરખા ગણી સર્વનો ઉદ્ધાર કરવા અને ખાસ કરીને નીચી જાતને ઉંચી લાવવા કરેલા પ્રયત્ન વિષે વાત કરી સમજાવ્યા. પંડિતજીએ એ જગ્યા સ્વીકારી.

પંડિતજી એ અંત્યજ શાળામા જતા પણ ત્યાં પહેરેલ કપડાં બુટ વગેરે પોતાના ઘરની બહાર રાખેલી એક ઓરડીમા ઉતારી નળ નીચ નાહી ઘરમાં આવતા. અંત્યજ હિંદુ હોય છે છતાં પંડીતજી તેમ કરતા. પણ એજ અંત્યજ વર્ગમાંના જેઓ મુસલમાન કે ખ્રીસ્તી કે આર્યસમાજી થઇ જતા તેને પંડિતજી અડકતા. એટલુંજ નહિં પણ તેમાંના વિદ્યાવિલાસી કે અમલદાર વર્ગના તેવા માણસોને ઘેર તેડી જવામાં કશો આંચકો ખાતા નહિ. આ પણ નાત જાતના બંધારણની બલિહારી નહિ તો બીજું શું ?

પંડિતજી અંત્યજશાળાના ઇન્સ્પેકટર થયાની વાત વિશાળ હૃદયના વિદ્યાવિલાસી નાતીલાએ જાણી જાપરૂં કર્યું; પણ અદેખા ને સાંકડા હૃદયના નવરા અને ઇર્ષાખોર નાતીલાએ ભારે કોલાહલ કરી મુકયો. તેમણે નાતની સભા મેળવી, પંડિતજીને જવાબ દેવા

બોલાવ્યા, પંડીતજીએ પ્રાચીન કાળના તથા ધર્મગુરૂઓના કેટલાક દાખલાઓ આપી પોતે એક પરોપકારનું કામ કરે છે એવું ઠરાવવાની બહુ મહેનત કરી. કૃષ્ણકુમાર પણ પંડિતજીની મદદમા બોલવા ઉભો થયો. પણ સાંકડી વૃત્તિવાળા નાતીલાએ તેને બોલવા તો ન દીધો પણ સભામાંથી કાઢી મુકયો. આ વખતે પંડિતજી કાંઇ પણ બોલ્યા નહિ તેથી કૃષ્ણકુમારને બહુ ખોટું લાગ્યું.

સાંકડી વૃત્તિવાળા એક નાતીલાએ ઉભા થઇ કહ્યુ કે પંડિતજીએ જે ખુલાસો કર્યો તે આપણે સાંભળ્યો પણ આપણે તો આપણા વડવાઓએ જે આચારો નક્કી કર્યા છે તે પાળવાજ જોઇએ. તેના કરતાં આપણે ડાહ્યા નથી. આપણી પવિત્રતાને લીધેજ આ સૂર્ય ચંદ્ર ફરે છે માટે આપણે આપણી પવિત્રતા જાળવવીજ જોઇએ, નહિતર જગતમાંથી ધર્મનો નાશ થશે ને સૂર્ય ચંદ્ર આથમી જતાં અઘારૂંઘોર થઇ જશે. હમણા અંત્યજ વર્ગની નાતના ૨૫ માણસો હિંદુ વિરૂદ્ધ ધર્મમા દાખલ થયા તો એ ૨૫ ને પણ અંત્યજ વર્ગની નાતે નાત બહાર મુકયા; એ વર્ગમાં પણ નાતનું બંધન સખ્ત છે; તો પછી આપણા જેવી પવિત્ર ને સ્વર્ગમાંથીજ જન્મીને આવેલી પવિત્ર નાતનું બંધારણ તો સખ્ત હોવુંજ જોઇએ.

પંડિતજીએ જવાબ આપ્યો કે, ૨૫ જણને અંત્યજ વર્ગે નાત બહાર મુકયા તેનો અર્થ શો ? એ વર્ગજ ૨૫ જણને મન અને ૨૫ જણની સાથે સંસર્ગ રાખનારાને મન નાત બહારાને અસ્પર્શ્ય છે. હું નાતજાતના બંધનનો અસ્વીકાર કરતો નથી પણ જમાના પ્રમાણે તેમાં સુધારો થતો રહેવો જોઇએજ. એ વર્ગની નિશાળો તપાસવામાં હું કોઇ પણ અનીતિને માર્ગે જતો નથી. મહા અનીતિ કરનારાઓ કેટલાક નાતમાં આનંદ મંગળ કરે છે. તો નીતિના પંથે

ચાલનારને નાતે હેરાન કરવો ન જોઇએ. વળી હું ત્યાં પહેરેલાં કપડાં કાઢી નાંખી નાહી ધોઇ પવિત્ર થઈ પછીજ મારા ઘરમાં દાખલ થાઉં છું. ત્યા પાણી પીતો નથી કે પાન પણ ખાતો નથી.

પડિતજીએ ઘણી દલીલો કરી પણ નાતે તેને નાત બહાર મુ-કયો. તે દાઢી મુછો મુંડાવી ગંગાજીની યાત્રા કરી નાતને જમણ આપે ત્યારે નાતમાં આવે. આવો ઠરાવ કરવામા નાતે પંડિતજી જેવા પૂજ્ય અને પ્રતિષ્ઠિત માણસને નાતમાથી ખોવા જેવું કર્યું, અને જો પંડિતજી નાતનો આ ઠરાવ સ્વીકારે તો નોકરી છોડવી પડે ને પાય-માલ થઇ જાય, બચરવાળ કુટુંબના પંડિતજીની સ્થિતિ ભારે કફોડી થઇ પડી.

પડિતજી ઘેર ગયા ત્યાં ભટાણીએ તેમને ઉધડા લીધા. કૃષ્ણકુ-મારને ત્યાં પંડિતજી શાતિ અર્થે ગયા તો તેણે પણ ઉધડા લીધા પણ અંતે ત્યાં પડિતજીને કઇક શાતિ વળી. પંડિતજીને અને કૃષ્ણ-કુમારને ધર્મ સંબંધી ઘણી ચર્ચા થઇ. જાતિથી બ્રાહ્મણ જાણવા કે કર્મથી બ્રાહ્મણ જાણવા એ સંબંધી પણ ખુબ ચર્ચા થઇ. કૃષ્ણકુમારે પંડિતજીને સમજાવવાની કોશિશ કરી કે તમે અમારા પથમા-ધર્મમાં દાખલ થાઓ, હું મારા ગુરૂજી પાસે તેડી જાઉ ને તમને ખરો ધર્મ પમાડી અમારા ધર્મમાં ઉંચી પાયરી " સર્વોત્તમ સાક્ષર મણિ " ની પદવી અપાવું. ધર્મની વાત આવી ત્યાં પંડિતજી બહુ ઉશ્કેરાઇ ગયા ને તે વખતે જે વાદવિવાદ થયો તેમાં પંડિતજી અને કૃષ્ણકુમા-રની મૈત્રી તુટી.

પડિતજી ઘેર આવ્યા, માર્ગમા વિચાર કર્યો કે બેકદર ને અંધ સ્વાર્થ પરાયણ નાતમાં રહેવા કરતાં વિદ્યાવિલાસી અને કદરદાન કૃષ્ણકુમારની નાતમાં દાખલ થાઉં તો શું ખોટું ?

## ૩ ક્રીસ્ટા કે કુમારિકા કૃષ્ણા.

પંડિતજી આરામ ખુરશીપર પડયા પડયા કવિતા સંગ્રહનું એક નાનું પુસ્તક વાંચતા હતા. પાનાં ફેરવતાં ફેરવતા પોતાની એક જુની કવિતા તેમાં છપાયેલી જોઇ. "દિવામાં પડી તેમાં બળી મરતું પતંગીઉ" એ કવિતાનું નામ હતુ. પંડિતજીએ એ કવિતા વાંચવા માંડી.

### તોટક.

દીપમા પડતોજ પતંગ દીઠો, "નહિ ખો તુજ જીવ પતંગ મીઠો."
પડતાં દીપ અગ્નિ વિષે મરતો, મરતાં પણ પ્રેમ તને મળતો ?
પરવા નહિ દીપ ધરે જરીએ. પછી કેમ પતંગ કહે મરીએ:
દુખી હું પણ તુંજ સમો થઇને, સુ અનુભવ એજ કરી લઇને.
કહું છું બળીને મરમાં કીટ હે ! થઇ અંધ નહિ પડ ફંદ વિષે:
કંઇ મેંજ પતંગ દીઠાં મરતાં, પણ દીપ ન એક દીઠો મરતા.
થઇ મોહ વશે મરતા જીવ જે, મુરખાઇ થકી પડી ફંદ વિષે;
પણ જોઇ પતંગ દશા મુરખો, ન કરો તન ને મનનો કંઈ ખો.
જુઠી આ જગ જાણ દુઃખી પરખો, પડી મોહ વશે કદી ના હરખો;
તન બાળ નહિ હે પતંગ કહું, તુજથી કંઇ શીખ ફરે હું લહું.
શીખ દીધ કર્યો ઉપકાર ખરે, ઋણ ચુકવવા કહું ના તું મરે;
નથી આ જગમાં સગું સ્વાર્થ વિના, નથી આ જગમાં પ્રીતિ પાત્ર બિના.
નથી આ જગમાંહિ વફાઇ કંઇ, કૃરતા ધીટતાજ છવાઇ રહી:
દીપ કૃષ્ણકુમાર ગણી ભજજે, જીવ તુંહી પતંગજ ત્યાં બનજે.

આ કવિતા વાંચી–જુની ઘણા વરસપર લખાએલી પોતાની બનાવેલી કવિતા વાંચી તેને ઘણો આનંદ થયો. પોતે કોઇ દીપ કે દીપિકામાં પડી બળી મરનારો પતંગ બન્યો નથી, એ જાણી તેણે પ્રભુનો પાડ માન્યો, ને હાથ જોડી પ્રભુ પાસે માગ્યું કે હવે પછી

પણ મને મોહ દીપકમાં પડી મરવા દઇશમાં.

આમ વિચાર કરે છે, તેવામાં તેને સાંભર્યું કે આજે ક્રીસ્ટા-કૃષ્ણા પોતાના વતનમાં જવાની છે, તો ચાલને જીવ ! એ બેનને મળી આવું.

વાંચનાર ! ક્રીસ્ટા કોણ હતી તે જરા જાણી લઇએ. કલકત્તા કોલેજમાં ઘણા વિદ્યાર્થીઓ ભણતા હતા તે કોલેજના સ્ત્રી વિભાગમા સહુથી શ્રેષ્ઠ એક ક્રીસ્ટા નામની શિષ્યા હતી. ક્રીસ્ટા ભર યુવાવસ્થામાં હતી. આશરે ૨૭ વરસની વયમાં હશે, યુરોપમાં એનો જન્મ થયો ન હતો, પણ તે આ દેશમાં તેનાં યુરોપિયન માબાપના હાથમાં ઉછરી મોટી થઇ હતી. તે યુરોપિયન રૂઢી પ્રમાણે હજી અ-વિવાહિતા—કુમારિકા હતી. તેનો જન્મ આ દેશમા થયો હતો, ભયંકર દુષ્ટકાળમા તે એકલી થઇ બાલ્યાવસ્થામાં એક સાહેબના હાથમાં આવી પડી હતી. તે સાહેબ અને તેનાં મડમસાહેબ બહુ માયાળુ ને પરોપકારી હોવાથી તેને સંસ્કારો બનાવી ઉછેરી મોટી કરી હતી. ક્રીસ્ટાનું શરીર બહુ પાતળું નહોતું તેમ બહુ જાડું નહોતું. શરીરનો બાંધો કે દેખાવ બહુ મોહક નહોતો. શરીરની ચામડી પણ બહુ યુરોપિયન યુવતીના જેવી નહોતી, તેથી ઘણીવાર તેના પાલક માબાપ પણ એમ અનુમાન કરતાં હતા કે રખે આ ક્રીસ્ટા દેશી માબાપને પેટે અવતરી હોય. પહેલાના વખતમાં તે એક યુરોપિયનને ત્યાં રહેતી, ને તેને પોતાના પિતા તરીકે ઓળખાવતી; તે પિતા પણ કદાચ ક્રીસ્ટાનો પાલક પિતા હોય એમ તેના સ્વભાવના અને શરીરના બંધારણ ઉપરથી લોકો અનુમાન કરતા. એટલું તો ખરૂં કે એનું કુળ ઉંચ તુખમનું ને ખાનદાન હોવું જોઇએ, એમ તો તેનાં કેટલાંક લક્ષણો ઉપરથી જણાઇ આવતું હતું. ઉપર કહ્યું તેમ તેનું

શરીર કે તેનો બાંધો તેના તરફ દેશના યુવાનોને સારી રીતે આકર્ષે એવો નહોતો, ને યુરોપિયન મંડળમાં તેનું શરીર મનમોહક થઈ પડે તેવું નહોતું, પરંતુ તેનો માયાળુ ને ભલો સ્વભાવ, તેની ઉંચી રસવૃત્તિ, તેનો હસમુખો ચહેરો, તેનો વિનય અને સભ્યતા, વાણીની મધુરતા, અને વાતનો મર્મ સમજવાની હોશીયારી તેના પરિચયમાં આવનારને તેના ભણી ખેંચતાં હતાં.

આ નિર્દોષ કુમારિકા કૉલેજમા પોતાના સહાધ્યાયી સાથે પોતાનો અભ્યાસ આગળ વધાર્યા કરતી હતી, તેના માસ્તરોની તેના પર પ્રીતિ હતી, ને તેની વાણીની મિઠાશ તથા વિનયને લીધે માસ્તરો તેના અભ્યાસના સંબંધમાં વિશેષ કાળજી રાખતા હતા.

બી૦ એ૦ ની પરીક્ષામાં તે આ વખતે બેઠી હતી. તેમાં તે પાસ થવાનો સંભવ તો હતોજ, પણ સ્કોલરશિપ મેળવી શકે એવે સારે નંબરે પાસ થાય તો સારૂં એવું જોવાને તેના સર્વ માસ્તરો એક પગે તૈયાર હતા, ને અંતઃકરણથી તેને માટે પ્રભુની પ્રાર્થના કરી ભલી દુવા આપતા હતા.

કેટલાક વિષયોની પરીક્ષા કલકત્તા કોલેજમાં મુખ પાઠે લેવાતી હતી. એક નવા પંડિતને એ કાર્ય વિશ્વ વિદ્યાલય તરફથી સોંપાએલું હતું. તેણે પ્રથમ વિષયના પરીક્ષણમાંજ નિરીક્ષણ કરી લીધું કે કીસ્ટા એક ચાલાક, ચમરાક અને સભ્ય છોડી છે, પંડિતને કીસ્ટા નામ બદલવાનું મન થયું, ને તેણે તો તેજ દિવસથી તેનું કૃષ્ણાકુમારી અથવા કૃષ્ણા નામ પાડયું, ને તે નામે તેને બોલાવવા લાગ્યા.

પરીક્ષક પંડિતજીએ તો કૃષ્ણાનો પરિચય વધારવા માંડયો. કૃષ્ણાના ગુણોને લીધે પંડિતજીનો પક્ષપાત પણ કૃષ્ણા તરફ વધતો

ગયો. કૃષ્ણા એ સઘળું જાણતી હતી કે કેમ તે આપણે કેમ કહી શકીએ ? તેનું હૃદય આપણે શી રીતે જોઇ શકીએ ? પણ તેની ચાલાકી જોતા એમ તો ન કહી શકાય કે એ પક્ષપાતને તે કળી શકી નહોતી. કેટલીકવાર પંડિતજી જોઇ શકતા કે તે પંડિતજીને પણ રમાડી કામ કરી લે છે. પંડિતજી જાણતાં છતાં તે કામ કાઢી લઇ પલાયન કરી જાય તેમાં તે રાજી રહેતા. પંડિતનો સદ્ભાવ તેના પર વધતો ગયો. પંડિત સદ્ગુણી ને પ્રેમાળ હતો. તેના મનમાં કૃષ્ણા જેવી ભર યુવાન વિદ્યાર્થીના સંબંધમાં કદી પણ માઠો વિચાર આવ્યો નહોતો, પંડિતજીની નાતની એ નહોતી તેથીજ નહિ, પણ સભ્યતાના, નીતિના ધોરણ મુજબ તેઓ તેને બેન સમાન ગણતા.

કૃષ્ણા બી૦ એ૦ ના વર્ગમાં સારે નંબરે પાસ થઇ, અને પંડિતજીના વિષયોમાં તેણે સારા દોકડા મેળવેલા તેથી તેને સ્કૉલરશિપ પણ મળી, ને એમ૦ એ૦ ના વર્ગમાં તેને હવે પછી દાખલ કરવાનું પણ ઠર્યું. કૃષ્ણાના મનમાં પંડિતજીનો ઉપકાર વસ્યો હશેજ કેમકે તે નગુણી નહોતી; પણ કલકત્તા કોલેજમાં સ્ત્રી વિભાગને તદન જુદો ને એવી સ્થિતિમાં રાખવામાં આવતો હતો કે સ્ત્રીઓ વિશેષ છુટ લઇ શકે તેમ નહોતું, અને વળી સ્ત્રીઓની જાત શરમાળ હોય છે. કૃષ્ણા પણ એક સ્ત્રીજ હતી.

કલકત્તા કોલેજમાં રજા પડી, અને કૃષ્ણા પણ બીજાંની પેઠે પોતાના વતનમાં જવાની તૈયારી કરવા લાગી. પંડિતજીને મન થયું કે ચાલને આજે હું કૃષ્ણાને મળી આવું. પંડિતજી સદ્ગુણી, સદાચરણી અને સુનીતિમાન હોવાથી તેની શાખ સારી હતી તેથી સ્ત્રી વિભાગમાં જતાં તેને કોઇએ અટકાવ્યો નહિ. તે કૃષ્ણાનો ઓરડો શોધવા લાગ્યો, એક ઓરડાના મુખદ્વાર ઉપર કીરટા નામનું પા-

રીઉં વાચી તેઓ તેમાં ઘુસ્યા. ક્રીસ્ટાની એક સખીએ પંડિતજીનું આદરાતિથ્ય કરી કહ્યું કે ક્રીસ્ટા નહાવા બેઠાં છે, નહાઇ કપડાં બદલી હમણાં અહીં આવશે, ઉતાવળ હોય તો કહો તો ખબર આપું. પં-ડિતજીએ કહ્યું કે કશી ખબર આપવાની જરૂર નથી.

આજે વતન તરફ ઉપડી જવાનું હતું તેથી ક્રીસ્ટાને નહાતાં વાર લાગી. નહાઇને વસ્ત્રાલંકાર પહેરતાં પણ વાર લગાડી. કેમકે તેને ખબર નહોતી કે ઓરડાના બીજા ભાગમાં પંડિતજી બેઠા છે. બહુ વાર થવાથી તેની સખીએ પંડિતજી મળવા આવ્યાના સમાચાર આપ્યા. વસ્ત્રાલંકાર ધારણ કરી લીધાં હતાં, તેથી તે જલદી પંડિ-તજી પાસે આવી.

પંડિતજીએ આજે કૃષ્ણાનું સ્વરૂપ તદન બદલાઇ ગએલું જોયું. સ્કોલરશિપ મેળવી સારે નંબરે પાસ થયાનો ઉમંગ, પાલક માબાપ પાસે એટલે ઘેર જવાનો ઉમંગ, તાજું સ્નાનમંજન, વસ્ત્રાલંકારનો ઠાઠ વગેરેથી આજે કૃષ્ણાકુમારી–શ્વેતકુમારી બની ગઇ હતી. આજે તે સુંદર સુંદરી બની ગઇ હતી. આજે તેની આંખ, લાલાશ મારતાં ને હસતાં હસતાં ખાડા પડતાં ગાલ વગેરેનો બહાર કંઇ ઓરજ હતો. આજે પંડિતજીને પણ મોહ પેદા થયો. પંડિતજીના મનમાં આવ્યું કે જો હું કુંવારો હોત તો જરૂર કૃષ્ણાના હાથની માગણી કરત.

પણ સબુર ! જીવ ! સબુર ! પંડિતજી સદ્‌ગુણી ને વિદ્વાન હતા, પળવારમાં પંડિતજીને ભાન આવ્યું કે હું શું વિચારૂં છું ! નહિ નહિ ! એ તો મારી બેન છે. પળવાર પણ પોતાને એવા વિચાર આવ્યા, ને મોહ પેદા થયો તેને માટે પંડિતજીને ભારે ખેદ થયો, દીપ અને પતંગની કવિતા યાદ આવી, ને પંડિતજી પવિત્ર વિચાર કરવા લાગ્યા. વાંચનાર ! મનુષ્ય નબળું પ્રાણી છે, મન ચંચળ છે.

સ્ત્રીઓમાં કાંઇ અજબ મોહિની છે, તેમાં પણ ભર યુવાન અવસ્થા છતાં જેઓ કુમારિકા છે, તેના મોહ પાશથી દુર રહેવું એ તેની સાથે વસનારા પુરૂષોને માટે ઘણુંજ મુશ્કેલ છે. મુશ્કેલ છતાં પ્રભુ કૃપાથી જેઓ એ કસોટીમાંથી પાર ઉતરે છે તેને ધન્ય છે. એવી કસોટીમાંથી ક્ષેમકુશળ પાર ઉતરનારે પોતાની મોટાઇ એમાં માનવાની નથી. પ્રભુની કૃપાનું એ ફળ માનીને સર્વ શક્તિમાન્ સ્વયંભૂનો હંમેશાં પાડ માનવાનો છે.

પંડિતજીએ કૃષ્ણાને બેન તરીકે માની પણ એ બેનને તેના જેવો સારો–બધી રીતે લાયક વર મળશે કે નહિ ? અને એને વરવાને કયો પુરૂષ ભાગ્યશાળી થશે; તેની તેમને તે વખતેજ ચિંતા થવા લાગી. કાગડો દહીંથરૂં લઇ જાય તો ખોટું. તેનાથી નીચેનો શ્લોક બોલાઇ ગયો.

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहैः
अनाविद्धं रत्नं मधु नवमनास्वादित रसम्
अखंडं पुण्यानां फलमिव च तद्रूप मनघं
न जाने भोक्तारं [illegible]मुपस्थास्यति विधिः

અણસુંઘ્યું ફુલ, નખ વડે પણ નહિ ચુંટાએલી કળી, વીંધ્યા વિનાનું રત્ન; નહિ ચાખેલું નવું મધ, અખંડિત પુણ્યોનું ફળ, એવી આ કન્યાને ભોગવવા કયા ભોગવનારને પ્રભુ મોકલશે તેની સમજણ પડતી નથી.

આટલું મનમાં કહી પંડિતજી કૃષ્ણા સાથે વાતે વળગ્યા.

## ૪ પ્રોષિતપતિકા.

પંડિતજી દેશી રાજ્યની નોકરીમાં જોડાયા પહેલાં કાશી વિશેષ

અભ્યાસ માટે ગયા હતા તે વખતે ત્યાં " દુઃખ પ્રકાશ " નામના માસિકમાં " વર્ષા ઋતુમાં પ્રોષિત પતિકા" એ નામની કવિતા વાંચી આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને ઘર સાંભરી આવ્યું. હિંદુ સંસારમાં જેને સતી કહેવામાં આવે છે અથવા જેને કુલીન કે પતિવ્રતા પત્ની કહેવામાં આવે છે તે પોતાના પતિના વિયોગમાં કેવી સ્થિતિમાં રહે છે તે પંડિતજી તો જાણતા હતા, તેથી જાણે પોતાની સ્ત્રી એ સ્થિતિમાં હોય એવું પંડિતજીને લાગી આવ્યું અને બીજે દિવસેજ કાશીથી પોતાને વતન પોતાની પ્રાણપ્રિયાને મળવા જવા પ્રયાણ કર્યું. જે કવિતાને લીધે તેને એવી અસર થઈ તે કવિતા આ નીચે આપી છે. સતીઓએ તો આ કવિતા વાચવા જેવી છે પણ પતિઓએ આવી સતીઓના ચરિત્રો ધ્યાનમા લઇ એક પત્નીવ્રત પાળવાનું છે.

વર્ષાઋતુમાં પ્રોષિત પતિકા.

મધુભૃતા વૃત્ત.

સિદ્ધિ બુદ્ધિ સાથ તમોને, નમું ગજાનન રાય;
મગળ કાર્ય થવા સમરં છું ઇશ પડી તુજ પાય.
દુંદાળા સુંઢાળા દેવા, થા તું મને સહાય.
જોડી ઉભયકર વીનવું.

અલ્પ મતિથી એક લેખ હુ લખવા ધરૂં છું હામ;
સિદ્ધિ બુદ્ધિ આપ સદાયે પ્રથમ સ્તવું તુજ નામ. ૧
પદ્માસન વાળીને બેઠી, હંસવાહિની જેહ;
કુંદ પુષ્પની માળ ગળામાં, શોભે સારી દેહ.
કોમલ કર તલમાં શોભે છે, વીણા રૂડી જેહ.
તે શારદને સમરૂં.

લલિત કુમારી વાગ્દેવી તું, વરપ્રદે વર દે;
વીનવું છું તુજને શારદ હે, અરજી અંતર લે. ૨
ગુરૂ મંડળને વીનવું ખાંતે, જેના પુન્ય પસાયે;
અલ્પ જ્ઞાન પણ આવ્યું મુજમાં, પડું તેમને પાયે.
વિરહ વ્યથાનો લેખ આજ, આ અલ્પ મતિથી લખાયે.

તે સહુ ગુરૂ પ્રતાપે.

ગુરૂ દેવ વાચા આપી જે, તે થકી કાંઇ લવું છું;
દોષ માફ કરજો સજ્જનો હે, કવિતા કંઇક કહું છું.—૩
શેઠતણા હુકમથી ચાકર, ગયો એક પરદેશ;
ચાલ્યો એકલડી મૂકી, આ બાળા જોબન વેશ.
પાપી પેટને કાજે તેણે, ધરી, દયા નહિ લેશ.

હા ! હતભાગી બાળા !

કમળ નાળ સમ કોમળ બાળા, બેઠી થઇ ઉદાસ;
"દાસપણું નિશ્ચે બુરૂં છે" કહી મુકયો નિશ્વાસ.—૪
સધવાએ વિરાગી માફક રે'વા, ધાર્યું ત્યાંય;
પચરંગી પટકુળ ઉતારી, સજ્યાં શ્વેત સઘળાંય.
ભવ્ય અલંકારો જે જે તે, લાગ્યાં હા ! દુખદાઇ,

ધાર્યું પતિવ્રત પ્રેમે.

અબળાએ આ સમયે સઘળું, શોકરૂપ ધરિયું જ;
હા ! હતભાગી બાળા ! તારૂં મુખ નિસ્તેજ થયું જ.—૫
સુભગ ચિહ્ન ચાંલ્લો ને ચુડલો, ધરિયાં છે તે બેય;
પતિ વિયોગે પ્રોષિત પતિકા, ઉદાસ અતિશે રે'ય.
ભાતભાતનાં ભોજન તજીઆં, સાદું આરોગેય.

સહન થાય કેમ તુંથી.

હે અબળા તું કહે સખીને, ખોલી દિલ તારૂં;
અરે પતિ વિણ વાચા તારી, ઉઘડે નહિ વારૂ.—૬
વાદળવાળી રાતે શશીયલ, જેવો ઝાંખો હોય;
તેવું આ તુજ મુખડું આજે, પતિ વિનાનું રહોય,
મનહર ગાલ ભીંજાયાં તારાં, નેનથી વરસે તોય.

વેણી છુટી પડી છે.

તેલ વિનાની તને ખુંચતી હશે, અરે બાળા;
શાંતિ જળથી બુઝાવ તારા, દિલડાની જવાળા—૭
વરષારૂતુ બેઠી આ વારે, શ્યામ થયું આકાશ;
શ્યામ પયોધરી પાતળ પેટી, દોડે છે ચોપાસ.
ગડગડાટને થાય ગરજના, ચપળા ચમકી રહી આકાશ.

સ્મરણ થયું બાળાને.

હા ! એક દિન હું ચપળા તે, મુજનાથ મેઘની સાથે;
કલ્લોલ કરતી નિત્ય રીઝવતી, મુજ નાથ ખાતે—૮
કદી ગરજના થકી હું બીતી, રખે ધારીને એમ;
બાથ ભીડી છાતી સરસી આ, ચાંપી કરતા રે'મ.
લપાઇ જાતી જલદી તેના એક પાર્શ્વમાં ક્ષેમ.

હાય ગયું સુખ તે સહુ.

કિંતુ હવે ધરૂં કાં ભીતિ, બાલ મેઘની શાને;
" વિજળીનો ભો કદી ન હોયે પ્રાણહિણ મડાને."—૯
ડ્રાઉં ડ્રાઉં કરતા આ દાદુર મોર કરે છે શોર;
પીયુ પીયુ પોકારત આજે, ચાતક અતિ ચકોર.
મુજ પિયુને તે સંભારી આપે છે, કરી શોર.

થજો બપૈયા તારૂં.

અંગળ સઘળે કહિ, તેં મુજ પ્રિય કર્યું આવાર;
હું પણ તારા જેવી દુખીયણ, હાલ બની લાચાર—૧૦
ગુલાબી કાયા મારી સૂકી, પતિ ગયા પરદેશ;
વિરહાગ્નિથી મરૂં મુંઝાઇ, વ્યર્થજ જોબન વેશ.
મેઘ ધારથી શાંતિ ન મળે, ઓછું દુઃખ ન લેશ,
પતિવિણુ હું દુખીયણુ.

વાદળ આવે નૈઋત્યેથી, સમાચાર શા લાવે;
પૂછું પ્રોતે તેને હું તો, જો કંઇ તેહ જણાવે—૧૧
નહિ બોલે નહિ સાન કરે, એ જવાબ કાંઇ ન આપે;
હું દુરભાગી અબળાને તો, સર્વ આજ સંતાપે.
શું કામનો તું મેઘ માહરે, જરા ન મુજ દુઃખ કાપે,
જા જા અહીંથી જતો રે'.

વિયોગ ભમરો કાષ્ટવત્, આ દેહ ફોલીને ખાય;
નાથ વિના નિરભાગી મુજની, કોણ કરે રક્ષાય—૧૨
શ્રાવણ ચાલ્યો ભાદરવો આ, આવ્યાં નદીએ પૂર,
" એક આંખમાં શ્રાવણ, બીજે ભાદરવો ભરપુર,"
ઇલાજ મારો એક ન ચાલે દૈવ થયો અતિ ક્રુર;
પતિવિણુ પત્નીને.

સુખ નથી કંઇ લેશ માત્ર, દે શાણી બેનો સમજો;
" મુજ સમું દુઃખ વિજોગ કેરૂં તમને કદી ના નડજો—૧૦
રસાળ ક્ષેત્રો મેઘ બુંદને, અતિ પ્રેમથી માગે;
વિયોગીઓને દિલમાં અતિશે, અગ્નિ આજ તો લાગે;
કંઇક છાપરાં ઉડે વાયુથી, નબળાં વૃક્ષો ભાગે.

મોર કળા કરી નાચે.

હું નાચું ક્યાં ? કોની પાસે ? ક્યારે પતિ મુખ ભાળું;
હાય ! હાલ આ ખીલેલ જોબન વ્યર્થ વ્યર્થ ગાળું—૧૪
મલ્હાર રાગો ગમે ન મુજને, હું બેસું સુનકાર,
ભૂમિ તૃપ્તતો થઇ તથાપિ, હું નહીં તૃપ્ત લગાર.
વિયોગ એલી મટે નહીં હા ! બની અતિ લાચાર.

નેવે પાણી ન માયે.

તેમ મુજ અશ્રુનું થાયે, નાથ શીઘ્ર પધારો;
આપ વિના આ દાસી કેરો એક નથી આરો—૧૫
દશરાના દિ ગમે ન મુજને વ્યર્થ જીવન મારૂં છે;
શરદ પુનમનો ચંદ્ર અતિશે, હવે મને દુઃખ દે છે.
શીતલ ચાંદો આજ અગ્નિસમ મને અતિ પીડે છે

પાળી પેટમાં મારૂં.

પતિ હાજરીમાં જે ચીજો, મુજને સુખ દેતી'તી;
તેજ ચીજ તે વિણુ આજે હા ! મુજને અતિ કનડતી—૧૬
ધીમો સાગર પડયો ભેટી આ, તેને નહી રૂપ નારી;
પણુ આ નારીનો સ્વામી ક્યાં, દુર પડયો છે ભારી.
કેમ ભેટું જઇ ત્યાં હું તેને, ભોગવું આ લાચારી.

દુર્દૈવ મારૂં છે.

દીવાળીના દિવસો મુજને કયમ પતિ વિણુ સુખ આપે !
તાવ ભરાયો છે આ અંગે, તપું વિયોગી તાપે—૧૭

શિખરિણી.

કનિષ્ઠાથી વીંટી, નીકળો પડતી તેહ નિરખી;
સુકાયેલા અંગે, નજર કરીને નાર રડતી;

પીળી લુખી વેણી, વિરહ દુઃખથી જાય ગળતી;
ભમે ગાંડી જેવી, ઉભય નયને અશ્રુ ભરતી—૧૮
ઉતારી શું માયા શ્વસુર સુત ક્યાંયે જઇ વસ્યા;
ભરાયા શું ક્રોધે, નિર્દય થયા સાસુ સુત શા ?
પીવું ખાવું રે'વું, ભૂષણ પટ આ કાંઇ ન ગમે;
" વિલાયાં વેણીનાં, સ્મિતમય સપુષ્પો આ સમે'—૧૯
અલંકારો લાગે, શરીરપર અંગાર સરખાં;
લતા વેલી કુંજો, પતિવિણ નહિ કાંઇ ગમતાં.
કરે અગ્નિ વૃષ્ટિ હિમકર, હવે હું કયમ જીવું;
વિયોગે મુંઝાણી, સખી મુજ દુઃખો હું કયાં લવું'—૨૦

## ૫ પંડિતજી અંત્યજ સમાજમાં.

પંડિતજીને ગીરનાર આવ્યા પછી ખબર પડી કે તેના ગુરૂ સુલક્ષણનાથ વામન સ્થળીમાં બિરાજે છે અને કુમારિકા કૃષ્ણા પણ એજ ગામમાં ઉપદેશ કરે છે. આ ખબર મળતાં કુટુંબને ગીરનારની ધર્મશાળામાં મૂકી તેઓ વામનસ્થળી ગયા. ગુરૂદેવના દર્શન કરવા જતા માર્ગમા એક નયશાળા આવી તેમાં નીચે પ્રમાણે પદ ગવાતું હતું.

'આ નયશાળા હમારી, અમારી અમારી અમારી, આ નયશાળા. ટેક.
ભણ્યાં ગણ્યાં આનદે રહીશું, નહિ દેશુંવ વિસારી. અમારી.
ગુરૂ શિક્ષક પ્રતિ નિત્ય રહો ઉર, પૂજ્ય ભાવના ભારી. અમારી.
જ્ઞાનામૃતનું પાન કરાવ્યું, વિષ અજ્ઞાન ઉતારી. અમારી.
જ્ઞાન દાનદાતા સુખી રહેજો, જીવો અમ ઉપકારી. અમારી.
સાંપ કરી સંપે સહુ રહીશું, ભ્રાતૃભાવ વધારી. અમારી.
માતપિતા સમ સઘળી લીધી, સાર સંભાળ શું સારી. અમારી.

યશ વિસ્તરીને ધર્મ ધરીને, સુગુણ સુવિદ્યા વધારી. અમારી.
પરમાર્થે પ્રીતિ નીતિ રીતિ ધારી, સ્વમાન શાંતિ વધારી. અમારી.
ફરજ બજાવી સુનીતિ સજાવી, વિજય વિજય લલકારી-દીપવશું. અમારી.

પંડિતજી આ પદ સાંભળી આનંદ પામ્યા. દૂર દૃષ્ટિ પડતાં વાંચ્યું કે **અનાથ રક્ષા પરમોહિ ધર્મ:** અને તેથી જાણ્યું કે, આ અનાથ બાળકોની શાળા છે. આની કેળવણી લેનારા અનાથો કેવા સારા થશે, એ વિચાર કરતા કરતાં પંડિતજી સુલક્ષણનાથને મુકામે પહોંચ્યા. દર્શન કરી તબીયત પૂછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સુલક્ષણનાથનો ચાલતા ઉપદેશ તેમણે સાંભળ્યો. ઉપદેશ પુરો થતાં નાથે પંડિતજીને કેટલાક તંદુરસ્તીના અને વિશેષ અભ્યાસ સબંધે પ્રશ્નો પૂછ્યા. વાર્તાલાપ વિનોદ કરી પંડિતજી ત્યાંથી ઉઠયા.

કૃષ્ણા કયાં ઉતરી છે તેની તજવીજ કરતાં જણાયુ કે તે તો ઢેડવાડામાં ઉતરી છે. હજી નાતનું તોફાન તો તાજુંજ હતુ. ઢેડવાડામાં પંડિતજીથી કેમ જવાય ? તેમ ઢેડવાડામાંથી કૃષ્ણાને મળવા પણ કેમ બોલાવાય ? પંડિતજી વિચારમાં પડયા. તેમને સાંભર્યું કે,

શુનિ ચૈવ શ્વપાકે ચ પંડિતા: સમદર્શીન:

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોરા કોઇ છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોઇને, સઘળા એક સમાન. ક. દ. ડા.

આવાં વાકયો પંડિતજીને કંઠસ્થ હતા. તે સંભારી તેમણે ઢેડવાડામાં જવાનો નિશ્ચય કર્યો. વળી સાંભર્યું કે યદપિ શુદ્ધં લોક વિરુદ્ધં, ના કરણીયં ના ચરણીયં. કંઇક નિશ્ચય ડગ્યો પણ અંતે કૃષ્ણાને મળવા અને તક મળે તો સુલક્ષણનાથ ગુરૂજી પાસે

તેને લાવી પાવન કરી નવી દીક્ષા અપાવવા લાલચ થઇ આવી. પણ પંડિતજી જાણુતા નહોતા કે કૃષ્ણા એ તો પાકાં પ્રદકોળાં જેવી હતી એ કંઇ કાચી નહોતી કે પંડિતજી કહેને બીજી દીક્ષા લે, પંડિતજી જેવા કેટલાકને તો તે પીઇ જાય તેવી હતી.

પંડિતજી કૃષ્ણાને ઉતારે ગયા. કૃષ્ણાએ દૂરથી પંડિતજીને જોયા કે બહુ રાજી થઇને ખડકી સુધી સામે લેવા ગઇ. પંડિતજી સાથે સેકહેંડ કરી કુશળ સમાચાર પૂછ્યા. પછી અંત્યજોની જે ભજન મંડળી મળી હતી તેમાં આગ્રહથી પંડિતજીને કૃષ્ણાએ પ્રમુખસ્થાને બેસાડીને કૃષ્ણાએ અંત્યજોને ધર્મ સબંધી અસરકારક ઉપદેશ આપ્યો. તેની બોલવાની છટા અને અભિનયે અંત્યજોને તો ઠીક, પણ પંડિતજીને એ પાણી પાણી કરી નાખ્યા ભાષણ પુરૂં થતા કૃષ્ણાએ પંડિતજીને પોતાના ઉપદેશની તરફેણમા બે બોલ બોલવા વિનતિ કરી.

છટાથી અંજાઇ ગયેલા પંડિતજીએ કૃષ્ણાના શાંત ઉપદેશની પુષ્ટિમા કેટલુક વિનય બતાવવા કહ્યું તેથી અંત્યજોને અસર થઇ કે એક બ્રાહ્મણ પંડિત પણ કૃષ્ણાના ઉપદેશને ટેકો આપે છે તેથી આપણે કૃષ્ણાએ બતાવેલે માર્ગે જવું એ યોગ્ય છે.

કૃષ્ણાએ ઉભા થઇ અહોરૂપં અહોધ્વનિ. ની પેઠે પંડિતજીના પુષ્કળ વખાણ કર્યાં અને પોતાની હમેશની રીત મુજબ ભારે ઉપકાર માન્યો. વળી ફરીથી બીજે દિવસે પધારવા આમંત્રણ કર્યું. એ આમંત્રણ સ્વીકારવામા વાંધો ન આવે એવી અસર ઉપજાવવા કૃષ્ણાએ નીચેનાં બે ભજન મધુર કંઠથી અને હાથમાં સારંગી લઈ અભિનય સહિત લલકાર્યાં.

પદ.

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નાહવા જાય;
ઢેડ વરણમાં દ્રઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વદ્યા વચન;
સંતપુરૂષ અમ અરજ એટલી, અમારે આંગણે કરો કીરતન. ગિરિ૦
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મમરણ જંજાળ;
કર જોડતામાં કરૂણા ઉપજી, મહેતાજી વૈષ્ણવ પરમદયાળ. ગિરિ૦
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમ દ્રષ્ટિને સર્વ સમાન;
ગૌમુત્ર તુળસી વૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાગ્યદાન. ગિરિ૦
મહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ ગિરિ૦
ઘેર પધાર્યા હરી જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળીઓ લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ. ગિરિ૦
મૌન ગૃહીને મહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મહેતાજી તમે એવા શું ? ગિરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર;
કર જોડીને કહે નરશઇયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ૦

પદ

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભકિત કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવારે, એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, નેહ લાગ્યો છે મને ઉંડોરે એવારે.

કરમ ધરમની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવાં કરમનો હું નરસઇયો, મુજને તો વઇષ્ણુવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોકટ ફેરા ઠાલા રે. એવારે૦

## ૬ નિરાધાર બાળકી.

પંડિતજીને અને કુમારિકા કૃષ્ણાને શી વાત થઇ તે હજી આપણે જાણી નથી પણ કુમારિકા કૃષ્ણા કોણ હતી તેનો કાંઇક વિશેષ ખ્યાલ આવવા માટે નીચેની કવિતા વાંચવાની છે. તેના જીવન નિર્વાહ માટે કોણે ગોઠવણ કરી અને કોણે ગોઠવણ ન કરી તે બધું નીચેની કવિતાપરથી કેટલેક દરજજે વાંચકવૃંદના ધ્યાનમા આવશે.

દહેરાં કે દેવળોની સંખ્યા દેશમાં વધારવાથી કે જે ધર્માચાર્યો દુકાળના કે સંકટના વખતમાં પોતાને માનનારા સેવકોના કલ્યાણ માટે કશું ખરચના નથી, પણ લાડી, વાડીને ગાડીમાં મોજ મારે છે તેને કાંઇ ભેટ ધરવાથી આ જમાનામા લાભ નથી એ સમજવા માટે, જમાના પ્રમાણે કેવાં કેવાં આશ્રમો બંધાવવાની જરૂર છે, ધર્મ એટલે શું ? દાન એટલે શું ? વગેરે બાબતનો પરમાર્થ લોકો અને ધર્મગુરૂઓ સમજે તો ધર્મને, કોમને ને દેશને કેટલો બધો લાભ થાય એ સમજવા નીચેની કવિતા આપી છે.

### તોટક વૃત.

" ગિરનાર તળે પડી એક શિલા, કરૂણા ભરી ગાતી અશોક લીલા;
સ્થુળ એહ છતાં રસરેલ પુરે, ભરતી કંઇ ચેતન ભારી ઉરે. ૧
ઇતિહાસ અશોક તણો જણુરે, ગત કાળ સમૂહનું કાવ્ય કરે:
ગત કાળ ઉરે કંઇ તર્ક પુરે, સ્મરણે હિંદ સાત્વિકતા ઉભરે " ૨
મનથી કંઇ એહ શીલા ઉચરી, બહુ લોક ચડે ગીરનાર ગિરી

નિજ દેવ તણાં કરી દર્શનને, ખર્ચે તનને અતિશે ધનને. ૩
મનને પણ કોઇ નહિ ખર્ચે, ખરૂં પુણ્ય કયું ? નહિ તે ચરચે,
કરી ઉજવણાંજ સમોસરણાં, ધરી ભેટજ અન્નકુટો ન મણા. ૪
વળી દેવળ બાંધીજ દેવ તણાં, હૃદયે કંઇ રાજી થતા બમણા;
બહુ તીર્થ ફરે ધન તે ન ધરે; ઉન્નતિ કરવા નિજ ધર્મી કરે. ૫
કદી ધર્મી દીન દુઃખો ન જુએ, નહિ આશ્રય દે, નિજ પંથી ખુએ;
જન નિજની જાય ઘટી વસતી, કદી એ ન વિચાર કરે મનથી. ૬
નિજ ભ્રાત સમા ભૂખને ભડકે, જનનો નિર ઉદ્યમી થઇ ભટકે:
તદપી ધની નાંહી વિચાર કરે, કરવા તીરથો કદી ના વિસરે. ૭
શું કહો પછી દેવળથીજ સર્યું ? શું કહો પછી ભેટ ધર્યેથી વળ્યું ?
મનુષ્યોની દયા ન ધરે શું ફળે ? શું કૃતાર્થ થયા જઇ તીર્થ સ્થળે ? ૮
કરી દર્શનને પછી ઘેર જતાં, થયું સાર્થક શું મન ના ધરતા;
પ્રિય માનવની ન દયા વિસરો, જડ હું કહું છું જન ઉર ધરો. ૯
શુભ જીવ દયા ઉપદેશી રહી, પણ કોણ સુણે મુજનુંજ અહીં,
જડ હું શું વિશેષ તનેજ કહું, મગ, બાળકીને કથશેજ સહુ" ૧૦

## ઉપજાતિ

મને પ્રવાસી જનને કહ્યું જે, ધર્યું હૃદે તે દુઃખથી બધું મે;
અનાથનો વાંક નથી લગાર, બુભુક્ષિતો કિં ન કરોતિ પાપ. ૧૧
દુકાળ જે છપનીઓ પડયો છે, લીધેલ ભેરો ગુરૂ વાવરે છે ?
નહિ કદી સેવક કાજ પઇ, ગુરૂ નથી વાવરતાજ, હાય. ૧૨

## દોહરો.

ગયો બાળકી પાસ હું, પડી હતી તે દુર;
પહોંચ્યો પાસે જોઇ મેં, હતી, દુઃખે ભરપુર. ૧૩
ઉચર્યું, બાળા, બેનડી, બેઠી થાને બોલ;
શા માટે પડી છું અહીં, તારૂં હઇયું ખોલ. ૧૪

## તોટક.

છઉં જાત હું ભ્રાત તમારી ખરી, પણ માત પીતાજ ગયા છે મરી;
નથી જાણુતી કોણુ સગાં મુજનાં, નથી દર્શન થ્યાંજ ગુરૂજી તણા. ૧૫
જીવ રક્ષક ધર્મી તણાં મુખડાં, નિરખ્યા પણ ના ઘટીયાં દુઃખડાં;
મનુષ્યો તણું રક્ષણુ તો કરવા, કયમ બોધ ન દે ગુરૂજી ગરવા. ૧૬
ન અનાથ તણા કંઇ આશ્રમની, દીસતી કયમ ના કંઇ ગોઠવણી;
ગુરૂ બોધ કરે ન સમો વરતી, દીધી ક્ષુદ્ર વધારી ઉપાધિ અતિ. ૧૭
નહિ આશ્રમની કંઇ ગોઠવણી, નહિ આપની કોઇને કેળવણી:
ન સમા પરમાણ કરે કંઇ હા ! ગુરૂને ધની દોષી બંને બમણા. ૧૮
ધનકોટી અને કંઇ લક્ષ ભર્યાં, સઘળા શુભ સેવકના ધરિયા;
પ્રભુ સેવક કાજ પઇ પણ ના વવરાઇ, થશે દીનની શું દશા ? ૧૯
સત ધર્મજ શું નથી રે સમજ્યા, શું દયા ખરી તે વીસરીજ ગયા;
કહી રોઇ પડી અટુલી અબળા, નહિ શબ્દ લખી શકતો સઘળા. ૨૦
દઇ ભાતું દઇ જળ શાંત કીધી, દઇ ધીરજ બાળકી સાથ લીધી;
કરવા શુભ તીરથ શેઠ તહીં ઉતર્યા, જઇ ત્યાં કંઇ વાત કહી. ૨૧
ભડ ભકત ભલા દુઃખી બાળકી આ, નથી માતપિતા અટુલી અબળા;
નિજ ધર્મ અને નિજ જ્ઞાતિ તણી, પ્રિય બાળકી આજ અનાથ બની. ૨૨
કરી રક્ષણુ પુણ્યની પ્રાપ્તિ કરો, ભડ ભકતનું નામજ સાર્થક તો;
ભડ ભકત વધા ન કહે મુજને, જન દુર્બળ તો બહુએ રખડે. ૨૩

## દોહરા.

પાપ કરેલજ પરભવે, તેથી તે દુઃખી થાય
તેને મદદ કર્યાં થકી, પુણ્ય કદી નવ થાય. ૨૪
દેવળ બાંધો તો દઉં સારી તમને સ્હાય;
પણુ પાપી પેલે ભવે, તેને દેશ ન કાંઇ. ૨૫

જાય કમાવા ક્યાં કહો, કહેતાં કહે ધન રાય,
ગામ પડ્યું આખું બધું, માગી ટુકડા ખાય. ૨૬

## તોટક.

ગઇ આશ્રમ અન્ય વિષે અળગા, સુખી થઇ મળી કેળવણી ઉમદા;
મળવા જઇ મેં સઘળું નીરખ્યું, દુરથી દીઠી કે ઉર આ હરખ્યું ૨૭
દુરથી મુજને નીરખી હરખી, ધસતી ઊમરા મહીં આવી ઉભી;
મળી આદરથી વદી નેણ રૂડાં, શું મનોહર મંજુલ પ્રેમ ભર્યાં ! ૨૮
શુભ ધર્મ અને નીતિ શિક્ષણુની, મધુરી મુખ વાત વિદ્યાની વદી;
ગુણ રાગી વિદુષી વળી નરવી, સરલા સુગણા સુઘડા ગરવી. ૨૯
પ્રિય કૃષ્ણ કુમારી તને નીરખો, પ્રીતિ પાત્ર પ્રવીણ બની નીરખી;
ગત જન્મ તણા રૂણ બંધનથી, તુજની સ્થિતિ આવી નીહાળું નકી. ૩૦
વયમાં બહુ વર્ષ વીત્યાં તુજને, પણ બાળ કુંવારી દીસે મુજને;
વિનયે વધી જ્ઞાન વિષે વધી તું, મુખી જ્યેષ્ટ દીસે સહુમાં સુખી તું. ૩૧
પ્રિય ભ્રાત સુખી છું બધીજ રીતે, અર્પ્યું મુજ જીવન વિશ્વ હિતે;
ઉપકાર કહી મુજ રક્ષકનો, ભૂલું ના જરીએ જીવતા સુધી તો. ૩૨
સ્મરણે ચડતું સહુ પાછળનું, ધનરાયે ન સાય કરી ન ભૂલું;
કર્તવ્ય પરાયણ ધર્મ ગ્રહ્યો, કર્તવ્ય વિમુખજ પંથ તજ્યો. ૩૩
કરી બોધ હું રક્ષક ધર્મ તણો, બદલો ઉપકાર તણો એ ગણો;
શીખવો શુભ આપ સમાજ મહીં, વદી એ ભરી લોચન આંસુ સહી. ૩૪
મળ્યું રક્ષણ આપ સમાજ મહીં નહિ, તેથીજ ભ્રાત હું આવી અહીં;
શીખવો શુભ ધર્મ સમાજ વિષે, જણવો વળી હાની થઇ જે દિસે. ૩૫

## દોહરા.

કહ્યું વિશેષે જે મને, કહેતાં અશ્રુ ભરાય;
ધર્મ ગુરૂ ઉપદેશની, હવે ફેરવો ધાય. ૩૬

ખરૂં પુણ્ય ને ખરી દયા, ખરો ધર્મ તે શુંય;
ખરી ભેટ પ્રભુને કઇ ગમશે કહું બધુંય. ૩૭

તીરથ જાત્રા દેવળે, જેજે ધન ખરચાય;
સમાજ ઉન્નતિ કાજ જો, તે સઘળું વવરાય? ૩૮

તો તો આ સમયે ઘણું, સુકૃત કરી શકાય;
વિના આશ્રયે હાનિ જે, થાયે તે નવ થાય. ૩૯

સમજો સમજુ આ કથા, સમજો સાચો ધર્મ;
ખરચો ધન શુભ માર્ગમાં, એજ ધર્મનો મર્મ. ૪૦

આ કાળે જેની જરૂર, તેમાં ધન વવરાય;
ખોટાં ખરચો ના કરો, એજ અહીં કહેવાય. ૪૧

તીરથ યાત્રા દેવળે, અતિશે ધન ખરચાય;
દીન દુઃખી સુખીયા થવા, વાપરજો ધન ભાઇ! ૪૨

## ૭ સેવા ધર્મ.

કૃષ્ણા અને પોતાના વચ્ચે ચાલેલા ને કેટલાક બીજા પત્રો કૃષ્ણકુમારે નવરાશના વખતમાં વાંચવા માંડયા.

સુજ્ઞભ્રાતા,—

આપનો પત્ર મળ્યો વાંચી અત્યાનંદ થયો છે.

પરતંત્રતાને કેટલાક નબળાઇ ગણે છે તે તેમની અપેક્ષાએ સત્ય હશે, પણ મને તો તે ધર્મ સમજાય છે અને આપનો પત્ર પણ તેમાં કશો વાંધો દર્શાવતો નથી.

બાંધવ! સ્ત્રીઓનો ધર્મ છે કે કુટુંબને દરેક રીતે સુખી રાખવું. તેના સુખાર્થે આત્મભોગ આપવાની જરૂર પડે તો પણ તેમ કરવા પાછી પાની કરવી નહિ; તેનું નામ કર્ત્તવ્ય પરાયણતા ને ત્યારેજ ફરજ અદા કરી કહેવાય. સ્વતંત્રતામાં સુખ છે કે પરતંત્રતામાં સુખ છે તે કાંઇ દરેક વ્યક્તિને માટે ચોક્કસ કહી શકાતું નથી. વળી ક્યા

સુખાર્થે સ્વતંત્રતા મેળવવાની જરૂર છે? કયા આનંદની ખાતર તેમ કરવાની આવશ્યકતા છે? કયા અભિલાષો પૂર્ણ કરી સંતોષ મેળવવા તેમ કરૂં? એવું એક પણ કારણ નથી કે જેને અંગે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની જરૂર પડે.

દુનિયામાં આ અવતાર ધારણ કર્યો છે તે સ્વતંત્રતા માટે નહિ પણ પરતંત્રતા માટેજ છે. કદાચ આપ કહેશો કે આત્માની ઉન્નતિ માટે કે તેવા શ્રેય માટે તેમ કરવાની જરૂર છે. તો મારો જવાબ એટલોજ છે કે જો ભવિષ્યમાં શ્રેય થવાનું હશે તો સ્વતંત્રતામાં કે પરતંત્રતામાં શ્રેયનાં સાધન એની મેળે મળી આવશે—કુદરત એની મેળે સાનુકૂળ થશે. કુદરતના કાનુનોની વચ્ચે કોઇથી આવી શકાતું નથી ઘણાં દૃષ્ટાંતો એમ કહે છે કે દુઃખ એ સુખને માટે હોય છે. તેમજ કદાચ મારે માટે પણ બને.

વળી પ્રભુ કોઇને દુઃખી કરવા માગતો નથી. એ મહાન્ પિતા પોતાના બાળકોને દુઃખી કરેજ નહિ. તે તો સૌના ભલામાંજ રાજી છે માટે એમના ઉપર સંપૂર્ણ ભરોસો રાખું છું. કુદરત જે રસ્તો બતાવે તે રસ્તે ચાલવું એજ ઉત્તમ ને શ્રેયસ્કર છે.

વળી બંધુ! ફક્ત પોતાની જાતને માત્ર સ્વતંત્રપણે વિચરવા, દુનિયાની અંદર પોતાનું એક પણ ખરું સુખ પ્રાપ્ત થવાની આશા નહિ હોવા છતાં સ્વજાતે સુખમાં રહેનારની સાથે કલહ કંકાસ કરીને સર્વની શાંતિનો ભંગ કરવો તેને હું અંતઃકરણ પૂર્વક ધિક્કારૂં છું. તો પછી હું પોતેજ તેમ કરૂં એવો સ્વપ્ને પણ કોઇને ખ્યાલ આવશે નહિ. મારા સુખશાંતિનો ભંગ થવાથી, બીજાનાં સુખશાંતિનો ભોગ લેવાની મને જરાપણ ઇચ્છા નથી. પ્રભુ સર્વને સુખી રાખે.

પત્ર બીજો.

સરસ્વતી સ્વરૂપ વડીલ બ્હેન,—

પ્રણામ સાથે લખવાનું કે હું ખુશીમાં છું ને મારી તબીયત

બહુ સારી રહે છે. તમે હાલમાં શાસ્ત્રાભ્યાસ કરો છો તો પ્રેયો અને શ્રેયો વસ્તુ વિષે ટુંકામાં કંઇક લખી મોકલશો. આપને ખુશીમાં ચાહું છું.............લિ. તમારો નાનોભાઇ.

ચિ. પ્રિયભાઇ,—

તમારો મમતાળુ પત્ર મળ્યો. વાંચી અત્યાનંદ પ્રાપ્ત થયો છે. વળી તેજ પ્રમાણે અભ્યાસમાંથી અવકાશ મળ્યે શરીર સુખકારીના પત્ર વારંવાર લખતા રહેશો.

લૌકિક સુખમાં જીવન ગાળવાના પદાર્થો અને સાધન તે પ્રેયો વસ્તુ. પ્રેયો વસ્તુ મેળવવાની અભિલાષા રાખી તેને માટે જે મનુષ્યો આયુષ્યપર્યંત પ્રયત્ન કરે છે અને એ પ્રયત્નમાંજ જેનું જીવન પૂર્ણ થાય છે એવા મનુષ્યની જિજિવિષા વાસનાજન્ય કહેવાય છે.

જે મનુષ્યદેહધારી મહાત્માઓ મનુષ્યાવતારને સફળ કરવા ઇચ્છે છે તેઓ જે વસ્તુમાં સફળતા દેખે છે તે વસ્તુ ઉપર કહેલી પ્રેયો વસ્તુથી જુદા પ્રકારની છે અને તેને શ્રેયો વસ્તુ કહે છે. પોતાના જીવનને આ શ્રેયો વસ્તુના સાધનરૂપ ગણી તેઓ જીવવા ઇચ્છે છે અને જીવવાનો પ્રયત્ન કરે છે પણ પ્રેયો વસ્તુ મેળવવાના ફાંફાં મારતા નથી. એમના પ્રયત્નો એમના જીવનને તપોમય કરી નાંખે છે અને એ તપમાંજ પોતાના જીવનની કર્તવ્યતાની પૂર્ણતા માને છે.

જેમ જિજિવિષા—જીવવાની ઇચ્છા બે જાતની છે તેમ મુમૂર્ષતા-મરવાની ઇચ્છા પણ બે જાતની છે. એક લૌકિક ને બીજી ધર્મ બોધિત. લૌકિક જીવનની ઇચ્છાવાળો જેમ પ્રેયને શોધવામાં આયુષ્ય ગાળે છે તેમ લૌકિક મુમૂર્ષતાવાળો મનુષ્ય અપ્રિય વસ્તુના દુઃખથી દબાઇને તેને દૂર કરવાનો માર્ગ આયુષ્યનો અંત આણવામાં શોધે છે.

પત્ર ૪ થો. નુતન વર્ષાભિનન્દનમ્

श्रियं सुखं स्वास्थ्य मथोसुबुद्धिम् लाभं स्वकार्ये विजयं विभूतिम्
नवं नवं संगमयत्प्रसंगम् हर्ष प्रकर्षं वितनोतु वर्षम्

શ્રીમાન્ ચક્રવર્તી ભૂપેંદ્ર વીર વિક્રમાદિત્યની જયન્તિરૂપ આજના અપૂર્વ માંગલિક દિવસથી શરૂ થતું નવીન વર્ષ આપને, આપના કુટુંબને તથા આપ્ત જન સમૂહને વિજયી નીવડી ઋધ્ધિ, સિધ્ધિ, આરોગ્ય, આયુષ્ય અને સન્મતિ અર્પે એવી જગન્નિયંતા પ્રત્યે મારી શુધ્ધ હૃદયની નમ્રપ્રાર્થના નીચેના અભિલાષ સહીત છે તે પૂર્ણ થાઓ.

અભિલાષ ( તોટક )

કર્તવ્યપરાયણ જીવન હો, પ્રભુ ધ્યાન અખંડિત લાગી રહો.
પ્રિયશાસન નાયક સ્હાય કરો, પ્રભુ જીવન આ મુજ તુંથી ભરો—૧
મુજ આત્મ વિષે ઉચ્ચવૃત્તિ પુરો, બળ બુદ્ધિ ગુણો ગણ ઉર ભરો;
મનવાણી અને કર્તવ્ય વિષે, તુજ જીવન પ્રેરક નિત્ય બનો—૨
નિત્ય એક રહો રૂપ અંકિત તું, શુધ્ધ ઉન્નત આત્મરૂપેજ બનું;
મનભાવ રહ્યો પ્રભુ પૂર્ણ કરો, સુમહોજ્વલ લ્હેર સદાય વહો—૩
મુજદૃષ્ટિ સદા કર્તવ્ય વિષે, તુજ જીવન પંથ વિષે વિરમે;
વળી જોઉ રહસ્ય તું જીવનનું, સુચરિત્ર સુજ્ઞાન શ્રધ્ધાથી ભરૂં—૪
તુજ કૃત્યતણી પ્રતિમા હૃદયે, શુધ્ધભાવ ધરી પ્રભુ નિત્ય વહો;
અભિલાષ વિભુવીર પૂર્ણ કરો, પ્રભુ અંતર આ તુજ જ્યોતિ ભરો—૫

વાચનાર ! કૃષ્ણકુમારે અને કૃષ્ણાએ જન સેવામાં—પ્રભુ સેવામાં આયુષ્ય પૂર્ણ કર્યું. આ બધી વાર્તાપર તું વિચાર કરી સુમનગુચ્છ ગુંથજે ને હંસની પેઠે સાર ગ્રહણ કરજે. જુદી જુદી પ્રકૃતિવાળા પોતાને માફક આવે એવાં બોજે આમાંથી વીણી લે એ હેતુ આ પ્રકરણ લખવાનો હતો. शुभं भूयात्

# પ્રકરણ ૨ જું.

## મિત્ર મેલાપ.

હુલ્લાસમાં રચવા મ્હારી મનન શકિત મ્હાલતી,
અવકાશ ના મળતો રમીલો લેખ લખવા ભારતી;
પણ સતી સ્નિગ્ધા નામ સુણી હૃદય ઝુલે પ્રેમમાં,
માટે સમરપું શારદા આ પૂર્ણ કરજે ક્ષેમમાં.

Love is God.

---

પ્રતિદિન પ્રણમું પ્રેમે સુખકર, હર્ષિત હ્રદય પ્રવાસે. પ્રતિ.
શાંતિ તણી જ્યાં નિશદિન વૃદ્ધિ શ્રી વિભુ વીર પ્રકાશે પ્રતિ.
ક્ષમા ચહે આ આતુર દિલડું, આત્મપિતુ તમ પાસે. પ્રતિ.
મુકત બને જગ દુષ્ટ કૃતિથી, એ ઇચ્છું હું ઉલ્લાસે. પ્રતિ.

---

સૂર્યનારાયણ ઉદય અસ્તમાં પણ સમ ભાવ રાખવાનું સૂચન કરતા કરતા પ્રાતઃકાળના જેવોજ માણિકયની માળા સરખો લાલ રંગ દાખવતા અસ્તાચળ પર જતા હતા. સાયંકાળનો સમય શરૂ થતો હતો. આ સંસાર સંધ્યાના વાન જેવો ક્ષણભંગુર છે એવું બતાવવાને આકાશમાં સંધ્યા પ્રફુલ્લતાને પ્રાપ્ત થઈ થોડીવારમાં પોતાના નવનવા રંગો સમેટી લેતી હતી. અરૂણે પોતાના સર્વ સૌંદર્યનો અસ્ત કરવા માંડયો હતો જાણે કે પોતાના મહારથીનો વિયોગ તેને દુઃખકર થઇ પડયો ન હોય ! નવા નવા તારાઓ ખદ્યોત–પતંગીઆની પેઠે પ્રકાશવા લાગ્યા હતા. જ્યારે એક સમર્થ સત્તાધીશનો અમલ જતો રહે છે ત્યારે હંમેશાં જેમ ગણુતરી ર-

ગરના મનુષ્યો જોર પર આવે છે તેમ આ ચકમક થતા તારાઓ પોતાનો ચકચકાટ પુર જોરમાં પ્રગટ કરતા હતા.

પક્ષીઓ કિલકિલાટ કરતા-જાણે સંધ્યા સમયે પ્રભુના પ્રેમ ભજન ગાતાં હોય તેમ આનંદમાં ને આનંદમાં ઝાડોના પાંદડાં ને પ્રતિ શાખામાં કે માળામાં આરામ લેવાની તૈયારી કરતા હતા.

જંગલમાના વિકરાળ અને વિનમ્ર પશુઓ પોતપોતાના નિ-વાસમાં આરામ લેવા જતા હતા ને કોઇ કોઇ ભૂખ્યા ઘોર હિંસક જનાવરો પોતાની બોડ કે ગુફામાંથી બહાર નીકળતા હતા.

જન સમૂહ દેવ દર્શનથી પરવારી, વાળુ કરી ધીમે ધીમે બિ-છાના તરફ શયનગ્રહમાં જવાની વૃતિવાળો થયો હતો. ગાયનના શોખીનો સારંગી અને સતારને છેડતા હતા, કોઇ હારમોનિયમાદિ વાજીત્રો વગાડી આનંદ લેતા હતા. લોકોનાં નાણાં લુંટી લાભને બદલે હાનિ કરનારાં કેટલાંક નાટકો રંગભૂમિપર ભજવવાનું ધીમે ધીમે શરૂ થતું હતું.

ધીમે ધીમે કૃષ્ણા-કાળી રાત્રી પોતાનો દમામ જમાવ્યે જતી હતી. શ્રમથી કંટાળેલા મનુષ્યો નિદ્રાવશ થતા હતા, રાત્રીના દશ વાગવાનો સમય થયો હતો. આવે સમયે એક સોળ વર્ષની સુંદરી, સુકુમાર કુમારિકા, રૂપરૂપની રંભા, મેઘમાળામાંની વિદ્યુત્ જેવી ચ-મકતી ચપળ ચપળા, નહિ ચખાએલા મધ જેવી મનોહર, નહિ સુંઘેલા પુષ્પના જેવી પરિમળવાળી, સુશ્લિષ્ટ અવયવવાળી, ચંદ્રવ-દની, માણિકયસમા લાલ ગુલાબી ગાલવાળી, કપોત જેવી કોટવાળી, શુક ચંચુવત્ સુંદર નાસિકાવાળી, કોકિલ કંઠી, જાણે નાગને નાથ્યો હોય એવા અંબોડાવાળી, ભવ્ય ભવાંવાળી, અષ્ટમીચંદ્ર સમા કમનીય કપાલવાળી એક નાજુક કન્યા નીતિની વાતો વાંચતી હતી. વાંચનની

શોખીન આ તરુણ બાળા નીતિ ધર્મની પ્રિય વાતો વાંચવામાં એવી તો તલ્લીન થઇ ગઈ હતી કે આસપાસ શું થાય છે તેનું તેને કશું ભાન નહોતું. આ કન્યા તે ગતભવે કૃષ્ણા હતી.

રાત્રી શાંત હતી, દિવસનો સઘળો કોલાહલ શાંત થયો હતો. કોઇ કોઇ સ્થળે પ્રભુનાં ભજન કીર્તનો ગવાતાં હતાં અને કોઇ કોઇ સ્થળે નાટક કે નૃત્યાલયમાંથી નપુંસક પુંશ્ચલીના અવાજ જેવા અવાજ શાંત વાતાવરણમાં વિલય પામતા હતા. આવે સમયે એક પ્રમદાએ આવી પેલી બાળા કે જેનું નામ સ્નિગ્ધા હતું તેનું બારણું ઠોકયું—ખખડાવ્યું.

જે નગરમાં આ સ્નિગ્ધા રહેતી હતી તે નગરનું નામ વિલાસપુર હતું. વિલાસપુરનાં વિલાસી જનો એ નગરનાં નામને શોભાવતા હતા. વિલાસની પછી વિનાશનાં પગલાં ચાલ્યાં આવે છે એ વાત આ નગરનાં અનેક મનુષ્યો જાણતા નહોતા. તેઓ તો भस्मीभूतस्य देहस्य, पुनरागमनं कुतः એમ માની ખાવું પીવું ને ખેલવું એ ત્રણ સિવાય બીજું કશું સમજતા નહોતા. આજના જમાનાની નાણાં બરબાદ કરાવનારી સઘળી સગવડતા આ નગરમાં હતી. બેશક, સજ્જન અને શાંત મનુષ્યો પણ આ નગરમાં નહોતા એમ નહોતું.

જે પ્રમદાએ સ્નિગ્ધાનું બારણું ઠોકયું હતું તે પ્રમદાનું નામ તમારે જાણવું છે, એની ફૈબાએ ઓળીઝોળી કરતી વખતે તો તેનું નામ કડવી પાડયું હતું પણ એ નામ એમના કુટુંબીઓને બહુ પસંદ પડયું નહોતું તેથી તેનું મનગમતું બીજું નામ પાડયું હતું. એ નામ કયું તે હવે પછી આપણે જોઇશું.

બે ચારવાર બારણું ઠોકાયા પછી સ્નિગ્ધાએ પોતાના ઘરનું બારણું ઉઘાડયું. સ્નિગ્ધાનાં માબાપ તો સુઇ ગયાં હતાં તેથી કડવી બાઇ સ્નિગ્ધાની સાંકડી ઓરડીમાં આવીને બેઠા. બંને સખીઓને ઘણી સારી મિત્રતા હતી અને તેથી તેઓ આનંદિત વદને વાર્ત્તાલાપમાં પડયા. મિત્ર એ શબ્દમાંજ મીઠાશ ઓર છે. केन रत्न मिदं सृष्टं मित्रमित्यक्षरद्वयं. સ્નિગ્ધા હમણાં જે નીતિધર્મની વાર્તાઓ વાંચતી હતી તેમાંની રસિક વાર્તાઓનો થોડો સાર સ્નિગ્ધાએ બેન કડવીને કહેવા માડયો. કડવીના પ્રાણનાથ નાટક જોવા ગયેલા તેથી કડવી તેટલો વખત ગાળવા અહીં આવી હતી. તેનો આ સમયનો સદુપયોગજ થયો.

નીતિધર્મની વાર્તા થઇ રહ્યા પછી સ્નિગ્ધાના પિતાની કરજદાર સ્થિતિ, સ્નિગ્ધાને વેચી ( કન્યાવિક્રય કરી ) શાહુકાર થવાના તેના પિતાના વિચારો, સ્નિગ્ધાને માટે તેના જેવા લાયક વરની તેની બેનપણીએ કરેલી તજવીજ વગેરે વિષે વાતચીત ચાલી. કડવીના કડવા સ્વભાવને મીઠો બનાવવામાં અને પતિ તથા સાસુસસરાના કુટુંબ તરફ સારી રીતે વર્તવાનું આ સ્નિગ્ધાએ આપેલું શિક્ષણ અને તેવા વર્તન પછી કડવી સુખી થઇ હતી. સૌને મીઠી લાગતી હતી તેથી કડવી એ ઉપકાર વારંવાર હૃદયમાં લાવી એ ઉપકારનો બદલો વાળવા તજવીજ કરતી હતી. સ્નિગ્ધાને જરૂર તેનો બાપ વેચી નાંખશે અને બાર વર્ષની બાળકીને–તરૂણવેલને, બોતેર વર્ષના બુઢા કેડથી વળી ગયેલા બાવળ સાથે પરણાવી તેનો ભવ બગાડશે એમ કડવીને ખાતરી થઇ ગઇ હતી. કાગડો દહીંથરૂં લઇ ન જાય, એક બુઢાને પોતાની સૌથી નાની પુત્રી જેવડી વહુ ન મળી જાય, મણી ભરવાડના હાથમાં જઇ ન પડે, માણેક જેવું નંગ પિત્તળ જેવી

હલકી કે બીજી અધમ કે અપાત્ર ધાતુમાં ન જડાઇ જાય તેની કાળજી કડવી બાઇને કરવાની હતી. કરેલો ઉપકાર જે ભૂલી જાય છે તે બે પગે ચાલતું હેવાન છે. માણુસ નથી. કડવી હેવાનની હારમાળામાં પરોવવાનો મણુકો નહોતો. તેતો ખરેખરૂં રત્ન હતું, તેતો કીંમતી મહામૂલ્યવાન માણેક, નીલમ કે પોખરાજ હતું પન્નાની ભક્તિ જેવી મેવાડના મહારાજ્ય તરફ સદોદિત હતી તેવીજ પન્નારૂપ આ કડવીની પ્રીતિ સ્નિગ્ધાના શ્રેયમાજ પરિણામ પામી હતી.

કડવીએ સ્નિગ્ધાને કહ્યું કે આપણા વિલાસપુરમાં વિલાસ ચોક પાસેના ભવ્ય મકાનમા શેઠ લક્ષ્મીદાસ વસે છે. તેની પુત્રી ધનગૌરી સુંદરપુર જવાની છે. સુદરપુરમા તેનું આસરૂં છે. તેના વરનો એક મિત્ર સકળગુણ સંપન્ન હોઇ તે તારે યોગ્ય છે એમ તેના કહેવાથી મારી ખાતરી થઇ છે ને તેથી ત્યાં તારૂં વેવિશાળ (સગપણ) થાય એવી તજવીજ હું કરૂં છું.

વાચનાર ! હવે તમને કડવીબાની વિશેષ અને ખરી ઓળખાણ કરાવીએ. એ વિલાસપુરના નગરશેઠ મહાજનના પ્રમુખ વિનયચંદ્રની નાની બેન હતી અને તેને સૌ કિશોરી કહેતા હતા.

સ્નિગ્ધા એક નિરૂદ્યમી વણિક માણેકલાલની એકની એક પુત્રી હતી. તે સદ્ગુણુ મહેતાજીની નિશાળમા ઘણી સારી રીતે કેળવાઇ હતી. રાત્રી ઝાઝી વ્યતિત થઇ હતી. બંને સખીએ નીચેની લીટીઓ ગાઇ બીજે દીવસે બાગમા એકઠી થવાનું નક્કી કરી છુટી પડી.

ગૃહિણી ધર્મ સ્વીકારીને સંતોષો પતિ, બેન !
માનવભવ દુર્લભ અતિ ધારો શીઘ્ર સુચેન.
સંપસુલેહ સુધારીને હરખે લો પ્રભુ નામ,
પ્રીતે પૂજો શુદ્ધભાવથી જાણી પ્રભુસમ શ્યામ.

.

પાળે મનથી પ્રેમદા — પ્રીતમ કરી આણ;
ઘરઘર ભટકે નહિ કદી — તેજ સ્વર્ગની ખાણ.
સુખ દુઃખમાં જે સોંપતી — અર્ધ ભાગનું અંગ.
ધૈર્યશાંતિ સુમતિ વળી — દેતી રંગ ઉમંગ.
ભોજન ભાવે ભાવતાં — ખવડાવીને ખાય;
વચમાં કુથલા કાણુના — માંડે નહિ મનમાંય.
હઠ કે અતિશય આકરી — રીત કરે ન લગાર;
દુષ્ટ માફક મુંઝવે — કદીએ નહિ સન્નાર.
નારી નિત વ્રત પાળતી — સુખમાં ગાળે દીન;
ભૂધર પ્રેમ ધરે ઉરે — બને એક, નવ ભિન્ન.

# પ્રકરણ ૩ જું.

## સહચરી લીલા.

વિલાસપુર નગરથી થોડેક છેટે એક વિલાસબાગ નામથી ઓળખાતો બાગ હતો. જેમાં ઘણા નગર જનો, સ્ત્રીઓ, શોખીલા શેઠીઆઓ ખાસ શુદ્ધ હવા લેવાને માટે સાંજના સમયે આવતા હતા. આ બાગનાં દરેક વૃક્ષો ફળ ફુલો એટલાં બધાં સુગંધમય ખીલેલાં હતા કે શોખીનોને તો ત્યાં ગયા વગર પણ ચાલતું નહોતું. બાગના મધ્ય ચોકમાં એક જળથી વીંટળાએલો દ્વીપ નાજુકાઇ સરખો બનાવ્યાથી દીપી ઉઠતો હતો. જે દ્વીપની અંદર બેઠક ઘણીજ સરસ ગોઠવાએલી હતી. તે સિવાય ફુવારા, મેદાન, વૃક્ષોનો દેખાવ વગેરે ઘણાજ સરસ જોવા લાયક હતા. તેની અંદર રજવાડી મેળાવડા માટે એક બંગલો હતો. આવા બાગમાં તેજ નગરના નગરશેઠ–માહાજનના પ્રમુખ

વિનયચંદ્ર શેઠ કે જેની ઉંમર ૬૦ થી ૬૫ વર્ષની ગણાતી તે આવતા ઉંમરે પહોંચેલા હતા, મુખના ગાલગોટા બેસી ગએલા, ચામડી કરચલી વળેલી, ધોળી મુછના તાર ચઢાવેલા મોની અંદર નાગરવેલનાં પાન ચાવેલાં, હાથમાં ફેનસી હાથાવાળી શરીરને ટેકો આપવા માટે રહી ગએલી ઉજળી લાકડી, ભભકામય ફેન્સી રંગીન ડ્રેસ પહેરેલો એવો એક જીર્ણું વયે પહોંચેલો અત્યંત શોખીન એ ડોસો ખાસ પુષ્પની મંદ મંદ સુગંધ લેવા માટે આવેલ હતો. તેની સાથે એક સુંદર રબરટાયર વિકટોરીઆ તથા નોકર કડવો કે જે તેનો ખાસ ઘડાએલો, કસાએલો, જુનો, શેઠની ખાસ હજુરમાંજ રહેનારો માનીતો સાથે હતો. દરેક કર્તવ્ય નોકર કડવાની પરવાનગી વગર તે કરતા નહિ જ્યાં જાય ત્યાં સાથેને સાથે, એક ક્ષણુમાત્ર પણુ દુર રાખતા નહિ. શેઠનો દમામ એક નાનકડા રજવાડા જેવો હતો. ઘડપણુ છતાં ચાલવાની તથા બોલવાની છટા એક જુવાનીઆ કરતાં ઘણીજ ચડે તેવી હતી. તે શેઠને ઘરેણાં પહેરવાનો તેમજ દરેક વસ્તુનો શોખ મૂળથીજ હતો. તેણે ડોકની અંદર એક સુવર્ણની માળા પહેરેલી હતી. આવા સુંદર ડોળ દમામથી શેઠની ગાડી બાગમાં આવતાં માળીએ, તૈયાર કરેલો ગુલાબ, ચંપેલી, મોગરો વગેરે પુષ્પથી પરોવેલો હાર શેઠની ડોકમા નાખ્યો, અને એક ગુલાબનો ગજરો શેઠના હસ્તમાં સોંપ્યો. જેવો માળી આ સર્વ સોંપી પાછું ડગલું ભરવા જાય છે કે તરતજ શેઠે તે માળીને બોલાવી પ્રસન્ન થઇ એક સુવર્ણની મુદ્રિકા હતી કે જેને તે પોતે પહેરતો હતો તે ભેટ આપી; માળી તો બીચારો ખુશી ખુશી થઇ ગયો. અને સંપૂર્ણ આશીર્વાદ આપી ચાલતો થયો. આવા સમયે ચંદ્રકિશોરી ગઇ કાલના વાયદા પ્રમાણે સ્નિગ્ધા બાળાને સાથે લઇને વન-

ગવરી પાસે આવી, ને ત્યાંથી ત્રણે જણીઓ બાગમાં આવી. જે-માંની ચંદ્રકિશોરીએ જરિયન બનારસી સાડી આજે પહેરી હતી. ધનગવરીએ ફેન્સી મજલીન ઓઢી હતી, પણ સ્નિગ્ધા બાળાએ તો માત્ર એક જાડા ગામઠી કાપડનું ઓઢણું ઓઢયું હતું. ધનગ-વરી સ્નિગ્ધાને જોતાંજ ગળગળી થઇ ગઇ અને અત્યંત પ્રેમભા-વથી આસુડા લાવી બોલી. શું બેન તુંજ આવી નબળી સ્થિતિમાં આવેલી છે ? અમો બંનેએ જ્યારે આવા સુંદર કપડાં પહેર્યા છે. તો શું તું આમ સાદીજ, તે તો મારાથી નહિ જોવાય. આ લે તને સાડી આપું છું તે તું ઓઢી અમારી સહચરી લીલાનો રંગ જ-માવ. હું જાણુછું કે તારા પિતાની સ્થિતિ ઘણીજ નબલી એટલે તને સારાં કપડાં કયાંથી સાપડે. તેં અમારા ઉપર નાનપણુમા જે ઉપકાર કર્યા છે તે ભૂલી જઇશું નહિ. બેન કિશોરી કહેતી હતી કે તારો વિવાહ જે મન માનતા રૂપીઆ આપે તેનીજ સાથે કરવાનો છે. તો આવા સમયમાં ખાનદાન કુટુંબના વરકન્યા નાનપણુમાંથી જ કંકુને ચાંદલે વરી જાય, કંઇ ખામી ખોડખાંપણુ હોય તોજ કુંવારો રહે અગર બીજવર ત્રીજવર મન માનતા રૂપીઆ આપી તને લીએ તો શું અમારામાં પ્રાણુ છે ત્યાં લગી તને તેવા દુઃખના પાસામાં સપડાવા દઇશું ? મારા સ્વામીનાથના એક મિત્ર છે, જે તારા યોગ્યજ છે તેની સાથે તારો સંબંધ કરીશું. એટલે તારો પિતા કશું કરી શકશે નહિ, અને નિરૂપાયે તેની સાથે વરાવશે. માટે આગળથી આ વિચાર ઠીકજ છે. હું આજરોજ રાત્રે આઠ વાગે રબર ટાયર વિકટોરીઆમાં બેસી સુંદરપુર જવાની છું અહીંથી સુંદરપુર પાંચ ગાઉ દૂર છે. લગભગ દશ વાગતાં પહેલાં પહોંચી જઇશું. મારા પ્રિયતમ આજે આવેલા છે, તેની સાથેજ

જવાની છું. આવતી કાલે મારા પ્રિયતમના મિત્રને બોલાવી તેનો વિચાર ગ્રહણ કરી તેના પિતાને કહી સંબંધ કરીશું. પછી તારે કશી ઉપાધિજ નહિ. ચંદ્રકિશોરી કહે, આ મ્હારી વહાલામાં વહાલી છે, માટે તેને કશી રીતે દુઃખ ન ઉપજે તેમ કરશો. સ્નિગ્ધા બાલા કહે, મારા પિતાશ્રી કદાચ ન્યાત વિરૂદ્ધ વર્તન ચલાવી મારો તે સંબંધ કબુલ નહિ કરી બળાત્કારે વરાવશે તો મારા ભુંડા ભોગ સમજવા. હવે તો છુપી રીતે વેવિશાળ કરી શાસ્ત્રવિધિ પ્રમાણે લગ્ન પસાર થઇ જાય તોજ સારૂં. નહિતર કરેલ કૃત્ય ધુળ સમજવું અરે ! પ્રભુ ! મારા જેવી અબળાને આવી રીતે શા માટે કનડે છે, એમ કહી રડવા લાગી. ધનગવરી કહે રે મા મારી વહાલી બેન, શા માટે વલોપાત કરી તારૂં રકત પ્રજાળે છે. ભાવિ કદી મિથ્યા થનાર નથી. કદાચ તેમ થવુ હશે તો તારૂં મારૂં કશું બળજોર નથી. પણ પ્રભુ કૃપાએ તથા તારા પુણ્ય પ્રતાપે સ્નિગ્ધા જેવી બેનપણીનાં કદી અવળાં નસીબ હોયજ નહિ. માટે પ્રભુ સ્મરણ કરી ધૈર્ય ધર. અમો બંને તારી તજવીજમાં છીએ. હજુ તો સર્વ સારૂં છે. ભવિષ્યના વિચાર પણ સારા થશે, માટે રૂદન છોડી દે, અને આજે સહચરી લીલાનો રંગ જમાવ. સ્નિગ્ધબાળા કહે તું તો તારા પતિસુખમાં મચેલી રહીશ એટલે મ્હારા જેવી ગરીબ બેનપણીની વાત યાદજ શાની આવશે.

સ્નિગ્ધા—કુંવારાવસ્થામાં મને મૂકીને, તું તો બની ખરે ભોગીરે—કુંવારા.

દુઃખી કે સુખી સ્નિગ્ધા સખીએ, ખ્યાલ નથી તુને યોગીરે—કુવા.

(બાળપણાનો પ્રેમ વિસાર્યો, સાડી પ્હેરીને રંગ સુધાર્યો)

(હાર છે કંઠે નાકમાં નથડી, પ્રિતમ સુખમાં હર્ષે લથડી)

કાલાં કલાં મીઠાં વેણુ બોલી, સોંગ જગાવે જોગીરે—કુવારા.

ધનગવરી—ઇચ્છા થતી તુંને મ્હારી બેની, વચન આપું ભેગા થવા
તુજસમ શાણો કાન્ત શોધું, રૂપગુણલિત પતિ લાવવા—ઇચ્છા થતી
સ્નિગ્ધા—દિલાસો દેવાને દેવી બની ખરી, પાલેજ વચન સંયોગીરે—કુંવારા

ધનગવરી શીદ ગભરાય છે શાણી સખી? તહારા ઉપર મારો કેટલો બધો પ્રેમ છે, તે ફક્ત મારૂં અંતર તથા ઇશ્વર જાણે છે. જ્યારે પાર પાડું ત્યારેજ ખરેખરી કસોટી, ને પરીક્ષા, વિશ્વાસ અને આસ્થા એજ સુખમય સ્થળ છે. કિશોરી કહે ચાલો હવે આપણે વખત પુરો થઇ રહેવા આવ્યો છે. વળી સાત હમણાં થશે, હજુ તમારે જમવું, રાંધવું, ગીંધવું, તૈયારી કરવી તે હવે કલાક એકમાં રહી. માટે એક સુંદર સરસ રાસડો ગાઇ સૌ સૌને સ્થળે જઇએ.

સ્નિગ્ધા—હા બેન ધનગવરી, કિશોરીનું કહેવું ખરૂં છે. હવે આપ સાસરે જાઓછો તો મારી છેલ્લી શિખામણ આપ સાંભળી રાસડો ગાઇ રવાના થાઓ.

ગૃહિણી ધર્મ સ્વીકારીને, સંતોષો પતિવેણ.
પ્રેમ વચન વીંધી વરો, મૃદુહાસ્યથી નેણ. ૧

પાળે મનથી પ્રેમદા, પ્રિતમ કેરી આણ.
ઘર ઘર ભટકે નહિ કદી તેજ સ્વર્ગની ખાણ. ૨

ભોજન ભાવે ભાવતાં, ખવડાવીને ખાય;
વચમાં ઉથલા કાણુના માંડે નહિ મનમાંય. ૩

હઠ અતિશય આકરી, રીસ કરે ન લગાર;
દુષ્ટ માફક મુઝવે, નીચ નષ્ટ નાર. ૪

કિશોરી કહે શું બેન સ્નિગ્ધા કાલ રાત્રીવાળી ચોપડીના સર્વ ટુચકા યાદ રહી ગયા? વાહ! ત્યારે તો તમારી સ્મરણ શક્તિ ઘણીજ સરસ ને ટુચકા બ‍ંજ સરસ છે. મને મોઢે ને વર્તનમાં યાદ રહે તો કેવું સારૂં.

સ્નિગ્ધા—હા મને આચાર બહુ પ્રિય લાગવાથી તે વખતેજ જીહ્વાના અગ્રભાવે યાદ રાખી લીધા છે. તેવા ટુચકાનો તે ચોપડીમાં પારજ નથી. પણ ઠીક હવે મોડું થાય છે. આ સાત તો થયા. હવે ચોકમાં સુંદર રાસડો ઉપાડો.

કિશોરી તથા ગવરી કહે ના બેન સ્નિગ્ધા આજે તો તમારા વાક્ય સાંભળવા છે. માટે તમોજ શરૂઆત કરી ગવરાવો. સ્નિગ્ધાએ હવે રાસડો શરૂ કર્યો. રાસડો પુરો થયો. સ્નિગ્ધાના સૌ વખાણ કરતાં કરતાં આનંદોત્સવે ઘર તરફ રવાના થયાં. આ સર્વ રમત ક્રિડાને સહચરીનો સ્નિગ્ધા ઉપર પ્રેમ જોઇ આ બુઢ્ઢો અજાયબ પામી ગયો, મન સાથે વિચાર કરવા લાગ્યો કે આ કુંવારી જોબનમાં ઝોકાં ખાતી ઝઝુમી રહેતી તારૂણી જ્યાં સુધી હું પામ્યો નથી ત્યા સુધી મારૂં જીવન ધુળ સમજવું, ત્યા લક્ષ્મીપતિ પણ ધુળપતિ સમજવો • માટે તે તારૂણીનો હસ્ત મારા કબજામાં આવે તેવા ઉપાય ગોઠવું તોજ ઠીક. પણ તે બાળ નો વિચાર બુઢ્ઢાને પરણવાનો નથી, અને તેનેજ માટે આ સર્વ ગોઠવણી કરે છે. જો આ વાત તેના બાપને નહિ જણાવું તો ખરેખર તેના બાપથી નાસી છુટી ધનગવરીએ ધારેલા પતિ સાથે પરણી ચુકશે. અને મારી મનની સર્વ વાન્છનાઓ મ-નમાં રહી જશે. પણ તે કોની દીકરી તથા તેના બાપનું નામ શું તેની ખબર નથી. પણ કિશોરી જાણે છે માટે આવતી સવારે તેને બોલાવી પૂછી તેના બાપને બોલાવી સર્વ હકીકત કહી ધારેલી ઇચ્છા પાર પાડુ ત્યારેજ હું ખરો વિનય. પછી બાગમાથી ઘેર જવા માટે રબરટાયર જોડાવી તૈયાર થઇ બેઠો. પોતાની ઓફીસના બારણા આગળ ગાડી આવી પહોંચી. ગાડીમાથી હેઠળ ઉતરી સુવાના બીછાના આગળ ગયો. ત્યાં જઇ બેઠો. જમવાની ચોકખો ના પાડી

બારણું બંધ કરી અંદર સુઇ ગયો. સુતો તો ખરો. પણ નિદ્રા આવે નહિ. તે તારૂણીનો વિચાર મનમાંથી ખસ્યોજ નહિ. તેનાજ વિચાર મનમાં ઘોળાયા કરે. મેં મારી આખી ઉમર સર્વ મોજમઝાને અમન ચમનમાં ઉડાવી, ઘણી લક્ષ્મી વાવરી, ઘણી સ્ત્રીઓ પરણ્યો, ભોગવી, કોઇ મરી ગઇ, કોઇ જીવે છે, કોઇ ઘરડી છે, કોઇ માંદી છે, એમ સર્વ છે. મારે ગાડી ઘોડા, ઘર દુકાન, માલ મીલકતનો કશો કમી-નો નથી. પણ એક ખામી આ વૃધ્ધવયમાં જણાણી તે જ્યારે પૂરી થાય ત્યારે મને ચેન પડે, ત્યાં સુધી ભોજન તે વિષ સમાન લાગે છે. પાણી પણ ઝેર સમાન લાગે છે. તે ખામી ફક્ત વિલાસબા-ગમાં દીઠેલી સુંદર રતિરંભા ને અપસરાના જેવી સ્વરૂપવાન ગોળ ચંદ્રમુખી જોબનમાં ઝુઝુમી રહેલી નવોઢાની છે. તે જ્યારે પુરી થાય ત્યારે આ સંસાર ઉપર સંતોષવૃત્તિ સંપૂર્ણ થાય. મને ૬૦, ૬૫ વર્ષ થયાં પણ આખી જીંદગીમાં આ સ્વરૂપવાન, તેજસ્વી કાંતિવાલી, રમણી જો મારે હસ્તક થાય તો તેને સાચવવા મારા જેવો કોઈ શક્તિમાન આ દુનિયામા જનમ્યો હું માનતો નથી. તેનો બાપ ગરીબ સ્થિતિનો લાગે છે. એટલે અણસમજુ, અભણ, મૂર્ખ એવો કોઇ પોતાની વર્ગનો હશે તેની સાથે વેવિશાળ કરશે. અગર તો તે તારૂણી પોતેજ સુંદરપુર વહી જશે, અને ત્યાંજ પરણી ઉતરશે. તો મારે ઝેર ખાઇને મર્યા વગર છુટકો નથી. પણ હવે તો કાલને કાલ તેના બાપને બોલાવી મારી વાત કબુલ કરાવું. કદાચ ધનગવરી રાંકને ઘેર રત્ન આપી દેશે. માહરા જીવતાં તથા મારી સમક્ષ જો-યેલી તારૂણી હું વિનય શેઠ દેખતાં કદી રાંકને ઘેર સોંપવા દઇશ નહિ. શું તે તારૂણીનું રૂપ ! શું તેની બોલવાની મધુર છટા ! તેનાં શાં નીતિ વાકયો ! શી રાસડો ગાવાની છટા ! એ બધું મારા

હૃદયમાં રમ્યાજ કરે છે. આ સર્વ જોઇને હું તો છકજ થઇ ગયો છું જયાં સુધી તે તારૂણી ન મળે ત્યા સુધી આ જીવન વ્યર્થ સમજવું. અરે પણ તેના સખી પ્રત્યેના શ્યામણો દેદાર વીનવણી સ્મરણમાં આવે છે. ગુણિયલ રમણી, નમણી રમણી તું કુંવારી રહીને તારા બાપની નબલી સ્થિતિને લઇને લક્ષ્મીવંતને ઘેર જન્મી હોત તો ક્યારની મારા જેવાને હસ્તક રહી મોજમઝા ઉડાવતી હોત. રાંકને ઘેર આવાં રત્ન થતાં હશે તેની મને ખબર નહોતી આજજ પડી કે રાંકને ઘેર રત્નો હોય ખરાં. પણ તારૂણી તલભાર ફીકર કરી અશ્રુ પાડી રકત બાળતી નહિ તને થોડા વખતમાંજ સુખ મળશે. અને તે સુખ ભોગવનાર આ તારો તારે માટ યુકિત ગોઠવતો જે વિરહની જવાળાથી મુકત થવા ઇચ્છા રાખતો વિનય, વિનય, શોખીલો, રંગીલો પ્રિયતમ વિનયજ છે



## પ્રકરણ ૪ થું.

### વિનયના કાવતરાંને કિશોરીનું રિસાવું.

સૂર્યોદય થતાં લગભગ કલાક એ વીતી ગયા. પણ મોડી રાત્રે નિદ્રાવશ થએલા જેથી નિદ્રાદેવી રીસાણી હોવાથી પાછલે પહોરે પાંચ વાગતાં નિદ્રાદેવી પ્રભુ સ્તવનથી મનાયાં એટલે દેવીએ વિનયભાઇને પોતાના પાસામાં એવા સપડાવ્યા કે સહવાર થયાની બિલકુલ ખબર રહી નહિ. કુકડા, કાગડા, પોપટ, વગેરે પંખીઓએ વિનયના ઘર આગળ એટલો બધો કલકલાટ કરી મૂકયો હતો કે આસપાસના માણસોનું માથું ચઢી આવે. જેવી કુંભકર્ણની નિદ્રા તેવીજ આ વિનય શેઠની નિદ્રા હતી. આટલું બધું મોડું થઇ જવાથી તેના નિમકહલાલ નોકર કડવાએ શેઠના હાથ ઝાલી પરાણે બેઠા કર્યા. અને

મોઢું ધોઇ નાખી આંખ ઉઘાડવા કર્યું. પણ વિનયભાઇ કે કુંભક-ર્ણભાઇ બંને સરખાજ જોઇ લ્યો. તેવી રીતે પાછો પથારીવશ થઇ ગયો, અને બિલકુલ બોલેચાલે નહિ આમ થતાં લગભગ બપોરના બાર વાગવા આવ્યા. હવે કડવો મુંઝાવા લાગ્યો કે ખરેખર ગઇ કા-લની કુંવારી તારૂણી ઉપર આ શેઠ મોહાણા હોવા જોઇએ અને તેને લીધે કશું ભાન રહ્યું નથી. તથા રાત્રે વાળુ પણ કર્યું નથી. હવે ઉમર લાયક હોવાથી કદાચ તેનો દેહ રમી જાય તો અકસ્માત મરણ આ શેઠનું થાય. માટે શેઠની નાની બેન ચંદ્રકિશોરીને બોલાવુ તે વિના હવે કશું કામ આવે તેવું નથી. શેઠના બે દીકરા પરદેશ છે. તેમને તેડાવવા બાબત તાર કરવો પડશે. પણ તેતો પછી, પણ કિશોરીને બોલાવી લાવું, એમ કહી તરતોતરત દોડતો દોડતો કિશોરી બેનને તેડવા માટે ગયો, કિશોરી બેન આ વખતે રસોઇ કરી જમવા બેઠાં હતાં ને તેનો સ્વામીનાથ હમણાંજ નોકરી પર ગયેલ હતો ત્યા કડવો આવી પહોચતાં અને પોતાનો ભાઇ બેશુદ્ધિમાં છે એવી ખબર સાંભળતાં ખાવું પડતું મૂકી તરતજ હાથ સાફ કરી પાણીના છેલ્લે કોગળે દોડતી દોડતી કડવા સાથે વિનયભાઇ પાસે ગઇ. વિનયભાઇની બેશુદ્ધિ નહોતી, પણ આખી રાત્રીના પેલો તારૂણીના વિચાર માટે ઉજાગરામાં એવી સખત નિંદ્રા આવી ગઈ હતી કે જેથી આવો બિહા-મણો સમય થયો. કડવો અહીં તેડવા માટે આવ્યો છે. અને પછવા-ડુથી વિનયભાઇ નિંદ્રા પુરી થતાં જાગૃત થયા, અને કડવો નામ પુકાર કરી દાતણ માગ્યું પણ કડવો તો અહીં આવી પહોચ્યો છે, ત્યાં શેઠ આગળ કોઇ નહોતું એટલે માગેલી વસ્તુ કોણ આપે. કડવો બહાર ગયેલ હશે એમ ધારી પોતે ઉઠીને દાતણ લઇ ઓટલા ઉપર બેઠા હતા. તેવામાં ચંદ્રકિશોરી ને કડવો શ્વાસભર ઘેર આવી પહો-

ચ્યા જોયું તો વિનયભાઈ દાતણ કરે છે. આવી રીતી જોઇ કડવો ઝંખવાણો પડી ગયો ને કશું બોલ્યા વગર અંદર જઇ બેઠો. ચંદ્રકિશોરી એ આવીને વિનયભાઇને પૂછયું કે કેમભાઇ શું છે ? આજે કેમ ઠીક નહોતું ? કેમ અત્યારે દાતણ કરો છો ? કિશોરીને જોતાં વિનયભાઇ આનંદ પામી બોલ્યા કેમ કિશોરી તું ગઇ કાલે વિલાસબાગમાં આવી હતી ત્યારે તારા સાથે સ્નિગ્ધાબાળા જે તારી સખી હતી તે કોની દીકરી ? અને તેનાં માતાપિતા કોણ અને કયાં રહે છે ? જો તું અત્યારે મારી પાસે ન આવી હોત તો હજુ મને સુસ્તી વધારે રહેત ગઇ કાલે તેનો વિચાર કરતો હતો, કે હું ઘણી સ્ત્રીઓ પરણ્યો પણ તેમાં કોઇ આવી પરણેલ નથી. તથા આવી તો મેં કદી દીઠી નથી તે વિચારમાં ગઇ કાલ આખી રાત્રી સુતોજ નથી., અને વિચાર કરૂછું કે હે બેન હું ઇચ્છું છું કે તે તારી ભાભી બને તો ઠીક. એટલામાં કડવો બહાર આવ્યો હવે હિંમતથી જે કૃત્ય કરૂં તેમાં ફાવું તેમ છું એમ ધારી બોલ્યો કે શેઠ આવી તમારી કુંભકર્ણની નિંદ્રા હોય કે ? અત્યારે કેટલો વખત થયો છે તેની ખબર છે ? આ સૂર્ય દેવ મધ્યાન્હમાં આવી ગયો છે. બપોરના બાર ઉપર એક વાગ્યો છે. ત્યારે આપ દાતણ કરો છો તે શોભે છે ? હજુ રાત્રે આપે વાળુ કર્યું નથી. માટે ઉઠો. જમવા પધારો. રસોઇઆએ રસોઇ વહેલી કરી લીધી છે. તમોને સાદ દઇ, તથા બેઠા કરીને, મારા હાથના બાવડાં રહી ગયાં પણ ઉઠો ને સુઓ આંખ તો ઉઘાડોજ શાના, આવી રીતથી હું ગભરાણો કે રખેને શેઠ જીર્ણ વયના હોવાથી કાયા કદાચ પડી જાય કદાચ રામ શરણ પામી જાઓ, આવી બીકથી દોડતો દોડતો બેનને તેડવા ગયો. ત્યાં તો આપની ઉંઘ ઉડી ને જાગૃત થયા. નહિતર ખોટો

ફજેતો વહેલો થાત. વિનય શેઠ કહે. ઓહો. શું એવું થયું છે ? બાર ઉપર એક થઇ ગયો ? અરેરે ભલા માણસ તેં મારા પર ઉપકાર કર્યો તે કદી હું ભૂલીશ નહિ. જેનું ખાસ જરૂરી કામ છે, જેને માટે આખી રાત્રો વિચાર કર્યોને આવો સમય આવ્યો ને કુંભકર્ણ જેવા પાસા પડયાં. બેનને જો તું તેડી લાવ્યો ન હોત તો આ જીવ આ ખોળીઆમાં રહે તેવી આશા નહોતી. બેન કીશોરી હવે મેં તને જે પૂછ્યું છે તેનો ખુલાસો જલદી આપ કે જેથી શાંતિથી મારૂં ખાણું ખાઇ, ગઇ રાત્રીની તથા અ. ત્યારની ક્ષુધા તૃપ્ત કરૂં. કિશોરી કહે ભાઇ આપને આવી પાકી વયમાં આવો કનિષ્ટ વિચાર કયાંથી સુઝયો ? જો આપને નહિ કહું તો આપનું કામ અત્યારે બગડે ને કહું તો હું નિમકહરામને વિશ્વાસ. ઘાતી થાઉં. એટલુ કહી તે વિચારમા ગુંથાઇ અત્યારે તો સહોદર ભ્રાતાનો જીવ બચાવું તોજ ઠીક. પછી તો જે થવું હશે તે થશે. હજુ કયાં આથી વિવાહ થઇ જતો હતો. કે કયાં સ્નિગ્ધા વરી જતી હતી. ત્યાં તો હું સુંદરપુર મોકલી નહિ આપું ! એમ વિચારી તેણે મોઢેથી કહ્યું હે ભાઇ ! તે મારી જીગર બેનપણી સ્નિગ્ધાબાલા છે. તે હજુ કુંવારી છે. આપણા નગરના માણેકલાલ નામના વણીક વેપારીની પુત્રી છે. માણેકલાલ ઘણીજ ગરીબ સ્થિતિનો છે. એટલે ગરીબનાં છોકરાં મોડાં વરે. તેથી કુંવારી છે. લ્યો બસ હવે કશું રહ્યું. આપ જમી લ્યો, હું આપની બેઠકમાં બેઠી છું.

વિનય—ના તેમ જમવું નથી. તેની સાથે મારૂં લગ્ન થાય તેવા સંજોગો કરી આપવાની તથા જે વિચાર તેં બાગમાં દર્શાવ્યો હતો તે વિસારી દેવાની વાત સ્નિગ્ધાને સમજાવ. એટલે માણેકલાલનું મન તૃપ્ત કરીશને જલદીથી મારી મનકામના પુરી થશે.

કિશોરી કહે—વડીલ ભ્રાતા. આપ આપના મુખથી આવાં કઠીન વચન બોલો છો તે કશા કામના નથી. આપનું જીવન રાખવા માટે આપના પૂછેલા પ્રશ્નોનો જવાબ આપ્યો નહિતર તે પણ કહું નહિ. આ તો હું કોઇ રીતે કહું ખરી કે ? તમો હવે વૃદ્ધાવસ્થામાં છો તો આપે પ્રભુ સ્મરણમાં જીવન ગાળવું કે જેથી ફરી જન્મ મરણનો ફેરો ટળે, જ્યારે આપ માણેકલાલને લાખ દોઢ લાખ રૂપીઆ આપશો ત્યારે તે માંડ પરણાવવા તૈયાર થશે ત્યાં સુધી તે કદી બનશે નહિ. તો અત્યારે એક લાખ રૂપીઆનું દાન કરો. સદાવ્રત થાપો. ધરમાદો કરો. દુખીનાં દુઃખ ટાળો કે જેથી પેલે ભવ કામ આવે. આ બાયડી પરણી આમ લક્ષ્મી નકામી નાખી દેશો તેમાં તમારૂ શું વળવાનું હતું.

(દાસપરે દયા લાવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો )

દામ કુમાર્ગે ન વાવોરે, ભ્રાતાજી મારા દામ કુમાર્ગે ન વાવોરે.
વીરા વાવો સન્માર્ગે જો, પરલોકે ફળ લેવા લેશો.
શુભ વૃત્તિ દીપક લાવો, લાવોરે–ભ્રાતજી મારા. ૧
એક લાખ આને આપી, એક લાખ તેને આ.
છોડો વરવા દાવોરે–ભ્રાતજી મારા. ૨
આવરદા તમ થાતાં પુરી, સતકૃત્યે પંચ વર્ષ અધુરી.
ધર્મે મુકિત પાવો પાવોરે–ભ્રાતજી મારા. ૩
વેળા પુન્ય દાનની જયાં, રટણ ધણનું કરવું ત્યાં ત્યાં.
પર સુતા ગાણાં નહિ ગાવોરે,–ભ્રાતજી મારા. ૪
વિષય દુખદને કનિષ્ટ લેખો, મૃત્યુ થતાં સન્માર્ગ ન પેખો,
મૃગ જળ જેવાં ન ફાવો ફાવોરે,–ભ્રાતજી મારા. ૫

માટે હે ભ્રાતા તે તો કદી તમારા કહેવા પ્રમાણે કરવાની નથી, ખાવું હોય તો ખાઓ નહિતર રહેવા દો મારે તમારી ગરજ શી છે ? હું તો આ ચાલી મારે સાસરે. તમારા કહેવાથી વિશ્વાસઘાતીનું અઘોર પાપ વહોરીશ નહિ. એમ કહી ચંદ્રકિશોરી રવાના થઇ ગઇ. હવે વિનયભાઇ ઝંખવાણા પડી જઇ વિચાર કરવા લાગ્યા કે રખેને આ વાતથી વાકેફ થઇ છે માટે ઉંધું ચતુ કરી નાખશે, માટે જલદી જમીન કડવાને માણેકલાલને બોલાવા મોકલું. માણેકલાલને ફસાવીને આ બાજી હાથ કરૂં તોજ ઠીક, પણ ખોટું કર્યું કે કિશોરીને ચીડવીને કાઢી મૂકી પણ ઠીક સૌ સારૂં થઇ રહેશે. એમ કહી રસોઇ જમી કરીને કડવાને એક ચીઠી શેઠ માણેકલાલ ઉપર લખી દીધી ને તેનું ઘર શોધી માણેકલાલ હસ્તક આપી આવવા કહ્યું. કડવો તે ચીઠી લઇ રવાના થયો. કડવો રસ્તામાં વિચાર કરવા લાગ્યો કે જો આ ચીઠી કિશોરી બેનને વંચાવીને પછી માણેકલાલને ઘેર જાઉં તો ઠીક. કારણ કે તેથી કરીને અપસરા જેવી કોમળ તારૂણીનું જીવન આ ઘરડાને વરતાં ધુળમય થતું અટકશે.

જો કે કિશોરી બેન જાણે છે કે ભાઇની મતિ બગડી તો છે, પણ આથી ખરેખર સંબંધ થઇ જશે, માટે સ્નિગ્ધાને ન પરણાવવા સારૂ જોઇતી ગોઠવણમાં રહેવાનોજ વિચાર મને ઠીક લાગે છે. જો પરણેતર થશે તો સ્નિગ્ધા જેવી ગુણીયલ સ્ત્રી કચરાના ઢગલામાં કદર વગરનું રત્ન ઢંકાઇ જશે. વળી બીજાની માફક પુનરલગ્ન વાણીઆ બ્રાહ્મણને હોતાં નથી કે આ બુઢ્ઢો મરે તો બીજો વર શોધે, માટે જેમ સારૂં થાય તેમ કરવું ઉત્તમ છે. એમ ધારી કિશોરી બેનને ઘેર ગયો. પણ ઘેર કોઇ નહોતું જેથી ગભરાણો. કે

હવે કેમ કરવું. આ ચીઠી માણેકલાલને સોંપ્યા વગર છુટકો નથી. અને જો ન સોપું તો નીમકહરામ નોકર કહેવાઉં માટે કદી તેમ તો ન કરૂં. પણ ઠીક ચાલ્ય જાઉં માણેકલાલને ઘેર એમ ધારી એક પુરૂષને પૂછ્યું કે ભાઇ, માણેકલાલનું ઘર ક્યું? તો જવાબ મળ્યો કે સામી શેરીમાં જમણા હાથ ભણી ચાલ્યા જાઓ. પાંચમું દ્વાર માણેકલાલનું છે જુઓ તેની દીકરી સામે બારણે ઉભી છે. ઉમર લાયક થઇ, પણ લોભીઓ તેને પરણાવતો નથી. કોઇ લાખ બે લાખ આપે તો તે ઝટ પરણાવે તેમ છે. ઠીક જાઓ સામું છે તેજ. આમ તે પુરૂષના બોલવાથો કડવો તે પ્રમાણે બતાવેલે ઘેર ગયો. સ્ત્રીજાતને અજાણ્યા થઇને પૂછ્યું. હે બાઇ માણેકલાલનું ઘર આજ કે? હા માણેકલાલનું ઘર તો આજ છે શું કામ છે ભાઇ કહોતો ખરા. કડવો કહે બેન, આ એક ચીઠો વિનય શેઠની લખેલી તેને આપવાની છે. એ શુણી કિશોરી તેના ઘરમાંથી બહાર નીકળી; કિશોરી કહે કેમ કડવા તું અહીં શા માટે આવ્યો છે? કડવો કહે બેન કિશોરી આ ચીઠી આજ સવારની વાત બાબતની છે. અને હજુ તેજ વાત હચુહચ્યા કરે છે. એટલે આ ચીઠી માણેકલાલ ઉપર લખી છે. હું તમારે ઘેર આ ખબર કહેવા આવ્યો હતો, પણ તમો નહોતાં જેથી ગભરાણો, પણ હિંમત લાવી અહીં આવ્યો છું. આપને દેખતાં ઘણોજ સંતોષ થયો. હવે આપના ઉપર સર્વ આધાર છે, માટે આ વાત ન બને તેમ કરજો. ભલે ગમે તે થાય. કિશોરી ચિઠી વાંચી કહેવા લાગી કે ભાઇની દશા કમ બેસવાની થઇ લાગે છે, નહિતર છેવટની વૃદ્ધાવસ્થામાં આવા હલકા વિચાર કદી ન આવે. એમ કહી ચિઠી ફાડી નાખવા લાગી. કડવો કહે ના બા સાહેબ તે ફાડશો નહિ. વાંચવા આપી તેની ઉલટી ગુનેહગારી; ઉલટો ચોર કોટવાલને દંડે

એવું ના કરો, તમારી તૈયારીમાં રહો. કેમ માણેકલાલ છે કે નથી ક્યાં ગયા છે? સ્નિગ્ધા કહે તેનો દુકાને છે, માટે ત્યાં જાઓ એમ કહી કડવાને રવાના કર્યો. સ્નિગ્ધા ઉંડાને શ્વાસે કહેવા લાગી હે બેન કિશોરી તું આ શી વાત કરે છે? મને કશું કહેની પણ નથી આમ કરવું તને ઘટે છે? કિશોરી કહે બહેન શી વાત કરૂં, તારા ઉપર અત્યારે અવળી દશા ફરે છે. મારા ભાઇએ ગઇ કાલે તને વિલાસ બાગમાં જોઈ હતી તેથી તને વરવા માટે મન લલચાણું છે. અને એક લાખ બે લાખ આપવા તૈયાર થાય છે. તારો બાપ ખરેખર તે રૂપિયા જોઇ તને આપ્યા વગર નહિ રહે અને હવે કેમ કરવું પણ ઠીક લાવ કાગલ. અત્યારે તો જલદીથી ધનગવરી ઉપર કાગલ લખી એક ખેપીઓ મોકલ કે જલદીથી મારો સંબંધ કરો ને મને ત્યાં તેડાવી લ્યો. હવે તે વિના તારો છુટકો નથી. અહીંથી તારે જવું પડશે એમ કહી કાગળ લખવા બેઠી.

આ વખતે સ્નિગ્ધાની માતુશ્રી પોતાને પિયર ગઇ હતી. તેનું પિયર તેજ ગામમાં હતું. અને તે મોડી આવવાની હતી તેનો પિતા દુકાને ગએલ હતો. એટલે તે પણ સાંજને વખતે વાળુ કરવા આવે તેમ હતા એટલે શાંતિ હતી તેથી તરત કાગળ લખી એક ખેપીઆનું ભાડું આઠ આના ઠરાવી ચીઠી તથા મુદ્રિકા આપી રવાના કર્યો. હવે અહીં કડવો દુકાને ગયો અને માણેકલાલ હસ્તક કાગળ આપ્યો તે કાગળ વાંચી તે દુકાન બંધ કરી તરતાતરત વિનય શેઠને ત્યાં ગયો, આ વખતે વિનયભાઇ પોતાની આરામ ખુરશી ઉપર બેઠા બેઠા વિચાર કરતા હતા. કે મારો ધારેલો વિચાર ફળશે કે કેમ? ત્યાં માણેકલાલ તથા કડવો આવ્યો. માણેકલાલને આવતો જોઇ વિનયભાઇ આરામ ખુરશી ઉપરથી ઝડપથી ઉભા થઇ માણેકલાલને

આદર સત્કારથી લેવા બારણા સુધી સામે જઇ અતિ માનથી પોતાની બેઠક ઉપર બેસાડયા. અને પોતે તો એક ટેબલ પાસે હતું, તેના પર બેઠા. માણેકલાલ કહે કેમ શેઠજી સાહેબ! આપને મારા જેવા ગરીબ વણીકનું શુ કામ પડયું કે બોલાવવા જરૂર પડી! આપનો સેવક હુકમ ઉઠાવવા તૈયાર છે. વિનય કહે. હે માણેકલાલ! આપને બોલાવવાની જરૂર એવી પડી છે કે મારી મનની મુઝવણ આપ જ્યારે પાર પાડો ત્યારે પડે. આપની આવી ગરીબ સ્થિતિ દૂર કરવા તૈયાર છું અને વચન આપું છું કે તમને ધંધો કરવાની જરૂર બિલકુલ ન રહેતા ગાડીઘોડામાં એશઆરામ કરો, તમારા વિના પાર પડશે નહિ એમ ખાતરી થવાથી આપને આ વખત ખાસ બોલાવવા પડયા. માણેકલાલ કહે એવી આપને શું મુંઝવણ પડી છે કે જે મારા વિના કોઇથી થાય તેમ નથી. આપની પાસે આટલી આગલી દોલત છે. તો નાણાં દેતાં શું નથી થતું? સર્વ કરવા ધારો તે થાય છેજ માટે જેવું હોય તેવુ કહી દો.

લક્ષ્મીપતિ કદી નહિ ગભરાએ.
પૈસે સઘળું ધાર્યું કરાએ, લક્ષ્મી—૧
પાનબીડાથી રંક શરમાએ.
બીન પરવારી પૈસે ઠગાએ લક્ષ્મી—૨
બાપનો ભોજનથી ખુશ થાએ.
વેશ્યા પૈસે ઝટ લોભાએ. લક્ષ્મી—૩
તીવ્ર પ્રકૃતિવંત ચીડાએ
રસિક વેણુથી શાંતિ થાએ. લક્ષ્મી—૪
આમાં શેઠજી શુ શરમાણા.
કામ કરૂં તમ જાને શાણા. લક્ષ્મી—૫

હુકમ થતાં મન ગમતાં નાણાં.
થાય કાર્ય શુભ શું મુઝાણા. લક્ષ્મી—૬

માટે હે શેઠ! આપ ખુલાસો કરો મારા સરખું અને મારા યોગ્ય જો તમારૂં ધારેલું કાર્ય હશે તો લક્ષ્મીદેવીની સહાયતાથી ચોક્સ પાર પડશે, માટે આપ ખુશીથી કહો. આપનાથી મારે શું અધિક છે હું પોતે પણ આપની સેવામા હાજર છું, વિનય કહે વાહ માણેકલાલ શેઠ વાહ! ત્યારે તો મને ચોકસ ખાતરી છે કે મારૂં કામ આપની હિંમતથી પારજ પડશે.

સાંભળો આ મારી ઘરડી વયમાં સર્વ ખામી પાર પડી ચુકી, સર્વ મોજમઝા મનગમતી ભોગવી લીધી, પણ એક ખામી બાકી રહી ગઇ તે એ છે કે તમારી ખુશી પડે તેટલા રૂપીઆ લ્યો. જુઓ આ તીજોરીની કુંચી આપના હસ્તક સોંપું છું. પણ ખુશીથી હા કહી દો એટલે સંપૂર્ણ સંતોષ. માણેકલાલ મનમાં સર્વ સમજી ગયો તેને ભાવતુ હતું ને વૈદે બતાવ્યું, તેમ જાણી અજાણ્યો થઇ બોલ્યો. ઓહો શેઠ! મારા ઉપર એટલા બધા તુષ્યમાન થઇ ગયા છો! અને મારો એટલો બધો વિશ્વાસ રાખો છો. તો હું એવો શું આપનો મદદગાર નીવડી શકું તેમ છે? માટે આપ લ્યો કુંચી પાછી અને શા માટે છુપાવો છો. તથા શરમાઓ શા? આપને ચોકખું કહી દીધું કે કશી જાતની ફીકર નહિ કરતાં કહી દો છતાં આમ કરો તે વાજબી નહિ, વિનય કહે. આપની જે જુવાન પુત્રી કુંવારી છે તેનાં લગ્ન મારી સાથે જેમ બને તેમ વહેલાસર કરો. અને મનેજ આપ જમાઇ તરીકે કબુલ કરો, એટલે આ સર્વ લક્ષ્મીના હક બાબતનો વારસો મળે તેવું વીલ સરકારના સ્ટેમ્પના કાગળમાં કરાવી દઉં. તમોજ હકદાર થાઓ. તીજોરીની કુંચી સોંપુ છું તેનું કારણ

માત્ર એટલુંજ કે જ્યાં સુધી મારી જીંદગી છે ત્યાં સુધી તો ઠીકજ પણ પછી મારા પરદેશ રખડતા દીકરાનો પણ બિલકુલ દાવ પેસે નહિ અને તમારી દીકરી મારા મરણ પછી પણ સુખ ભોગવે હવે આપના સુખનો પારજ ન રહ્યો. તમોને ભગવાને એકાએક આવા સારા દિવસ દેખાડયા તે તમારા નસીબની ચડીઆતી સમજજો અને ભાગ્યદેવીનો આભાર માનજો. માણેકલાલ કહે અરે શેઠ ! તમારે કશી વાતની ફીકર ન કરવી. વાહ શુ તમારા કરતાં મારી દીકરી અધિક છે ? તમારે ત્યાં તો મારી દીકરી સુખના ઢગલામાં પડી છે એમ સમજું છું. મારો ભાગ્યોદય એકાએક થવાથી આપને આશરે આવી રહ્યો છું. ભલે ખુશીથી આપ કહો તેમ કબુલજ છું. હવે અત્યારે તો ઘેર જાઉં છું. આવતી કાલે સહવારે આવી આપણે વિલ તૈયાર કરીશું અને જ્યારે મારી દીકરીના વિવાહ કરીશ તે વખતે રજીષ્ટર કરાવીશું. ઠીક ત્યારે, અત્યારે જાઉછું, વિનય કહે. વાહ ! તેમ જવાય ખરૂં કે ? ઉભા રહો. એક વાત કરૂં આ કામ એવું છે કે આજ થાય તો કાલ કરવી નહિ અને તમારી દીકરીને ક્યાંય પણ બહાર જવા દેવી નહિ, ખાસ ધ્યાન રાખવું, કદાચ મારી બેન કિશોરી આ વાતથી ઉલટી છે અને વાકું બોલે છે. આજ સહવારે તમારૂં નામ તથા ઠેકાણું પુછતાં તે રીસાણી છે. તે કદાચ તમારી દીકરીને આડે માર્ગે દોરવીને કોઇ રંક વરને ત્યાં પરણાવી દે અને તેણીએ મારી દુશ્મનાવટ બહુ કરી છે. ચોકસ તે તમારી દીકરીને આ વાતથી વાકેફ કરી ફોસલાવશે, માટે ધ્યાન રાખજો. માણેકલાલ કહે આપે કહ્યું તે વાજબી કહ્યું, તે મારા ઘરમાંથી બહાર નીકળી શકે નહિ તથા કિશોરી ને સ્નિગ્ધા ભેગા થઇ શકે નહિ તેવી સખત મનાઇ કરી દઉં પછી કેમ !

રા. રા. શંકરલાલ રચિત—કન્યાવિક્રયના કબાલામાંથી ગઝલ.

અમારી લાડકી લેવા, ભલેજરદાર આવોને,
અમારૂં મન મનાવાને, મની કલદાર લાવોને. અમારી

અમે ના રૂપને જોતા, નથી કુલવાનને મ્હોતા,
કરન્સી બેંકની નોટો, અવલ અમને અપાવોને. અમારી

ભણેલા કે અભણ આવો, ભલે અજ્ઞાનીને લાવો,
અમારો દામ પર દાવો, દઇ દીકરી ઉઠાવોને. અમારી

ભલે ભુંડો અગર ગાંડો, ભલે રાખે ઘણી રાંડો,
ભલે પરણ્યા પછી છાંડો, નગદ દમડા અપાવોને. અમારી

જુવાનીને નથી જોતો, બુઢાપણને નથી રોતો,
નથી જોતો ખરો ખોટો, ખરીદીને બતાવોને. અમારી

ભલે દર્દી દીવાનો હો, કુટીલ વા અંધ કાણો હો,
અગર શયતાન શાણોહો, ખરે ખીસ્સા ભરાવોને. અમારી

થવું જો હોય વરરાજા, પ્રથમ અમને કરો તાજા,
પછી વગડાવજો વાજાં, હજારી પાંચ લાવીને. અમારી

અમારી માગણી એ છે, તમારૂં દીલ શું કે છે,
કબાલો આ કબુલ છે કે, વિચારીને જણાવોને. અમારી

વિનય કહે. વાહ ત્યારે તો શું? તેટલુંજ કામ છે. ઠીક લ્યો. આપ બહુ ઉતાવળ કરોછો તો પધારજો. કાલ રોજ સહવારે ચોક્સ આવજો. અમારે કબાલો કબુલ છે.



# પ્રકરણ ૫ મું.

## કનક પીછાણ.

વિલાસપુર નગરથી પાંચ ગાઉને છેટે એક સુંદરપુર નામનું થોડી વસ્તીવાળું ગામ હતું. ત્યાંના વેપારી લોકો વિલાસપુરથી ખરીદ કરી અહીંઆ વેપાર થકી ગુજરાન ચલાવતા હતા. આ ગામ બાંધણીમાં ઘણુંજ સુંદર હતું, તેને ફકત ચાર દરવાજા હતા. તેમાં વિશેષ કરીને દધીક નામનો દરવાજો ઘણોજ સરસ હતો, સુધરેલી પ્રજા માટે તે દરવાજા ઉપર સુંદર લઇબ્રેરી ગોઠવેલી હતી. એક બજાર હતી, ગામની પાસે થઇને સરિતા ચાલી જતી હતી. વિલાસપુર ફકત પાંચ ગાઉ દૂર હોવાથી માણસને કશી મુઝવણ પડતી નહોતી. કારણ કે તેટલો રસ્તો પાકી સડકનો હતો ગામમાં ગાડી ઘોડાનું સાધન પુરતું હતું. ટપાલનું સાધન પણ નિયમસર હતું. ફકત રેલ્વે બિલકુલ નહોતી, ગામમાં ધર્મ સ્થાનક વિધવિધ પંથનાં હતાં. હળવે હળવે ગામની વસ્તી વિસ્તાર પામતી હતી. ત્યાંથી છેટે એક ગાઉની મજલે વિલાસપુરના માર્ગમા સુંદરબાગ નામનો એક બાગ હતો. ત્યાં શોખીલા સદગૃહસ્થો ખાસ હવાખાવા સારૂ પગપાળા કે ઘોડાગાડીનાં ભાડાં ખરચી આ અત્યંત સુગંધમય બાગીચા બાગમાં આવતા હતા. આ ગામમાં વણિકની વસ્તી ઘણીજ હતી. અર્ધ ભાગ તેજ જ્ઞાતિનો હતો. બાકીના બીજા જુદી જુદી જ્ઞાતિના હતા. આ વણિક જ્ઞાતિમાં એક વેણીલાલ કરીને શેઠીઓ વસતો હતો. તે પોતે એવો સરળને ભલો તથા નામાંકિત હતો કે વેપારમાં નીતિથી ચાલતો. તે જૈન ધર્મનો અતિરાગી હતો. હમેશાં સામાયક પ્રતિક્રમણ કરતો. આઠમ પાખી પોષધવ્રત પાળતો હતો

તે વેણીલાલ આ નગરમાં એક ધર્મરાય તરીકે ઓળખાતો હતો, તેણે ગરીબ લોકો માટે સદાવ્રત બાંધ્યું હતું. જે કોઇ ભુખ્યો તરસ્યો તેની પાસે જતો તે કોઇને તે નિરાશ કાઢતો નહિ. પણ ભોજન પાણીથી તૃપ્ત કરતો. તેના હૃદયમાં દયાની લાગણી ઘણીજ હતી. તેને એક સવિતા નામની સદગુણી તેમજ રતી રંભાને લજવે તેવી રૂપમા સ્ત્રી હતી. એ સુખી દંપતી સુખાનંદમાં દિવસ નિર્ગમન કરતા. સવિતા પણ વેણીલાલની માફક જૈન ધર્મની અત્યંત રાગી હતી. સાધુ મુનિરાજનાં દર્શન વિના તે પાણી પીતી નહિ પોતાના પતિને જમાડી તે જમતી. પતિની સેવા ચાકરી કરવામાં ઘણીજ કાળજીવાળી હતી. કારણ કે તે જાણતી હતી કે પતિ તેજ પરમેશ્વર છે. પતિ તેજ સ્વર્ગનું સુખ છે. પતિથીજ હું શોભું છું. પતિથીજ સંસાર સ્વાદિષ્ટ છે માટે તેની પૂજા કરવી તે સ્વર્ગની કુંચી છે. આવી સ્ત્રીને ફકત એક બાળકનીજ ખોટ હતી, ઘણા જોશીઓ પાસે જોશ જોવરાવ્યા, ઘણા દોરા ધાગા કર્યા, ઘણા મંત્ર જપાવ્યા, પણ કયાંયથી સંતાન પ્રાપ્તિ થઇ નહિ

હમેશના શોકથી તેનું શરીર તદ્દન કૃશ થઇ ગયું હતુ. તેમા પણ સર્વ ઉપાયથી નિરાશ થતાં પોતાનું હૃદય સ્થિર નહિ રહેવાથી પ્રભુ સ્તુતિ કરતાં કરતાં રૂદન કરવા અને પોતાના સાડલાવતી આંસુ લુંછવા લાગી.

## સાખી.

યાચું ન્હેમ તજી દયા, સુંદર એક સંતાન.
શોચ સજું હૈયા વિષે, બાળક વિણ એ ભાન.
જીંદગી ગુમાવી વ્યર્થ મ્હારીરે પ્રભુ !
ખોયો; યશ વિશ્વ મહીં પુત્રહીન બંધુ.

સુનું છે મંદીર માહરૂં, સુના છે મેડી માળ.

સુની છે કાય માહરી. પ્રાણ ચક્ષુ જાળ.

આમ વિલાપ કરતી હતી તેવામાં નેણીલાલ પોતાના કામથી પરવારી ઘેર આવ્યો, પોતાની સ્ત્રી સવિતાને આમ વલોપાત કરતી જોઇ કહેવા લાગ્યો કે,—

જુઠા જોશી જુઠ ભુવા છે. વ્હેમ જુઠ જીન શીદ રાચે.

અંતરાય બાળકની ગત ભવ, નવ ટળતી આ ભવ આપે.

સઘળ બગીઓ તાર તારક, નવકાર મંત્ર જપો સહાયે.

જેથી પામશે સગુણ સરૂપી, બાળક રત્ન રમતું ખરે.

માટે હે પ્યારી? ઉઠ બેઠી થા, આમ રૂદન કર્યેથી નહિ મળે. માટે પ્રભુ ભજન કર, કે તેથી સંતાન પ્રાપ્તિ થાય અને તારૂં જીવન સફળ સુખમય બને.

આવી ધાર્મિક સ્ત્રીને, પ્રભુ બાળક કેમ ન આપે! ખરેખરો નિજધર્મનો વિશ્વાસ હોય તો ખરેખર પોતાનો વિશ્વાસજ ફળે બીજું કશુ નથી. સવિતાના પુન્ય પ્રતાપે સવિતાને ગર્ભ રહ્યો અને નવ માસ થયા કે એક પુત્રરૂપી રત્નની પ્રાપ્તિ થઇ જેનું કનકચંદ્ર એવું નામ રાખવામા આવ્યું તે પણ હળવે હળવે પોતાના ઘરની રીતભાત જોઇ પોતાના માતપિતા જેવો ગુણી થયો. કહ્યુ છે કે સારા માબાપના છોકરા સારાંજ નીવડે અને જેવું દેખે તેવું કરે. હવે કનકચંદ્ર પાંચ વર્ષનો થતાં નિશાળે મુકવામા આવ્યો ત્યાં પણ તે પોતાની હુશીયારીથી તથા ખરી ખંતથી નિશાળના પાઠ તૈયાર કરતો અને શિક્ષકની આજ્ઞામા રહેતો. તેને કીર્તિચંદ નામનો એક મિત્ર હતો તથા કીશોરદાસ નામના એક પડોશનો સાથી મિત્ર હતો જેમ કીર્તિ, કનક ને કિશોર તેમ સ્નિગ્ધા, કીશોરી ને ગવરીજ. આ પ્રમાણે ત્રણે

મિત્રો સાથે રમતાં સાથે ભણતાં અને સાથેજ રહીને બાલ્યાવસ્થા ગુજારતા. કનક ને માતપિતાની સેવા વિષે ઘણોજ ઉમંગ હતો. હમેશાં માતપિતાને નમસ્કાર કરીને નિશાળે ભણવા જતો તથા રાત્રીએ સુતી વખતે પણ તેના હસ્તચરણ ચાપીને સુતો. વળી કનકનો સ્વભાવ એવો ભલો અને માયાળુ હતો કે નગરના સઘળાં માણસો કનકને બહુજ ચાહતા. તેના કાલાકાલાં મીઠા મીઠા વાક્યો દરેકને બહુ આનંદ આપતા તેથી કોઇ તો તેને પ્રાય ગણીને પોતાને ઘેર સારૂં સારૂં ખાવાનું ખવરાવવા તેડી જતા. તેના મીઠા સુવાક્ય વચનો તથા ચહેરો જોઇ ઘણુંજ આનંદી અને સંજોગો થતાં તે હમેશાં નિશાળે વખતસર જતો આવતો. તેને ટેકનમુક તરીકે ચાલતી ચોપડી તેમાં એક માતપિતાની કવિતા આવતી ને એવી તો સફાઇથી ચોકખાઇથી ગાતો કે સર્વ કોઇ તેની તારીફ કરતુ, આથી સવિતા પણ આનંદ માનતી. પુત્ર સદ્‌ગુણી નીવડયો જેથી પોતાનું જીવન સુખમય થયુ એમ તે સમજતી. તે કવિતા હમેશાં નમસ્કાર વખતે નીચે પ્રમાણે ગાતો અને તે પુરી થતાં તેને માતા દુઃખણા લઇ વધાવતી.

( રાગ લાવણી મુજ ઉપર ગુજરી પિતા બાદશાહ જાણી )

હે! માત પિતા, ( ૨ ) વંદન કરવા હું માગું;
તમ તણા આભાર સર્વને કેમ વિસારૂં-ત્યાગું—હેમાતા
માતા મુજને (૨) નવમાસ ગર્ભ તેં રાખ્યો
કષ્ટ સર્વ સહન કરીને, પ્રેમ મમ પર દાખ્યો—હેમાતા
સૂકે સુવાડી (૨) પોતે તું ભીનામાં સૂતી
રોઉં ત્યારે દોડી આવી આંસુ સર્વે લૂતી—હેમાતા
પછી પ્રીત ઘણી (૨) પિતાજી મુજને ભણાવ્યો
ધન ખરચી ઘણી રૂડી રીતે ખતિ મોજ મણાવ્યો—હેમાતા

આવી રીતે (૨) ભુદર કહે પાળ્યા દુઃખમાં
સેવામાં પાછો ફરૂં તો તિરસ્કાર મમ સુખમાં—હેમાતા

આ પ્રમાણે વેણીલાલ તથા સુશીલા અને પુત્ર કનક સુખાનંદમાં જીવન ગુજારતા હતા. હળવે હળવે પોતાનો પુત્ર ઉમરમાં આવવા લાગ્યો. હુન્નરવિદ્યા કળાકોશલ્યતાથી કુશળ બન્યો ત્યારે કનકના સગપણ બાબત પિતા વિચાર કરવા લાગ્યો. કનકના કહેણ ઘણા આવતા પણ હજુ વેણીલાલ, મોટી ઉમરનો થયે સગપણ તથા વિવાહ સાથે કરીશું એમ કહી પાછા કહાડતો. ધનગવરીને કનકમાતા સુશીલા સાથે સારો સંબંધ હતો કારણકે બન્ને પડોશમાંજ રહેતાં જેથી ધનગવરી સુશીલાને સાસુ કહી તેની પ્રતિના પાળતી. આથી સુશીલા સુખાનંદમાંજ હતી.

આજરોજ ધનગવરી પોતાને પીયર ગઇ હતી તે પાછી આવી હતી. આવતાંની સાથેજ સુશીલાને પગે પડી એક વિનયભર માગણી કરી હે પ્રિય સાસુ, આજરોજે હું સર્વ કહું તે માન્ય કરશો તે એ છે કે મ્હારાદીયર કનકચંદ્ર હવે યોગ્ય ઉમરના થવાથી મ્હારી એક ન્હાની બેનપણી જે ઘણીજ ગરીબ સ્થિતિની છે પણ રૂપમાં ગૌરવર્ણ નાકે નમણી, ગોળ મુખાકૃતિ, ચહેરો રતીરંભાને લજવે તેવો તો હવે જો તેની સાથે સગપણ કરો તો ઘણું ઠીક કહેવાય અને વળી મ્હારી બહેનપણી તે મ્હારી દેરાણી થતાં આપણું ઘર અધિક અધિક ઉજવળ થશે. તેના ગુણ તથા તેના ધાર્મિક વચનો આ સંસારનું જીવન સુખમય સુચવે છે. ત્યારે સુશીલા કહે વહુ તારૂં કહેવું બધું માન્ય કરવાને ખુશી છું. હું જાણું છું કે ત્હારી બેનપણી ત્હારા જેવીજ સુશીલા હશે અને હોયજ તેમાં નવાઇ શી ! પણ કનકભાઇને પુછી જોજે કે તેનો વિચાર જો હમણાં હોય તો ભલે, નહિતર આગળ ઉપર

વાત. આમ વાતચીત કરે છે તેવામાં કીર્તિચંદ આવ્યા, વાતચીત બંધ થઇ. ધનગવરી પોતાના ઘરમાં ગઇ. આ વાતચીત સર્વ વેણીલાલ આવતાં સુશીલાએ પ્રીયકર વદને જણાવી. સ્વામીનાથ આપણા કનકનો વિવાહ કરી આપણા મનના સર્વ કોડ પુરા કરીએ એકનો એક દીકરો છે. હવે શા માટે લંબાવવું જોઇએ, કનકની ઉમર યોગ્ય છે, વળી કનક જેવો પુત્ર સાંપડયો છે તો શું આપણે સંસારમાં લઇ જવું છે તો ધન્ય ભાગ્ય કે આ લાવો લઇ લઇએ. આજે કીર્તિ ચંદ્રની વહુ ધનગવરી પોતાને પીયરથી આવી તે કહે છે કે કનકભાઇ યોગ્ય એ ઘણીજ ઉત્તમ કુળની ખાનદાન વળી વિદ્યાસંપમાં એવી છે કે આપણા કનકભાઇની માફક સૌકો તેના વખાણ કરે છે. વળી ઉમરમાં પણ યોગ્યજ છે કહો શું! વિચાર છે?

વેણીલાલ કહે પ્રીયા, ત્હારા સર્વ મતને મળતો છું. જો તને યોગ્ય જણાય તો કરવામાં કશો વાંધો નથી. વળી આપણે આ સંસાર, પુત્ર વધુ આણી સફળ કરીએ. માટે કીર્તિની વહુને કહી ધારેલી કન્યકાની છબી મંગાવો. જો કનકભાઇનું દિલ હોય તો ભલે તારો વિચાર સફળ કર. આમ વાતો કરતાં કરતાં નિદ્રાવશ થઇ ગયાં.

બીજે દિવસે એક કાસદ કીર્તીચંદ્રનું ઘર પુછતો આવ્યો. આ કાસદ સ્નિગ્ધા બાલા તરફથી પોતાની છબી તથા રત્ન જડીત મુદ્રીકા અને કાગલ એ ત્રણ ચીજ લાવેલ હતો. કાગળ ઉપર ધનગવરીને આપજો એટલા અક્ષર લખેલા હતા. આ કાસદ કનક પાસે આવ્યો અને પુછયું કે કીર્તિચંદ્રનું ઘર ક્યાં છે! કનકે કહ્યું–ભાઇ ચાલો મહારી સાથે કીર્તિચંદ્રનું ઘર બતાવું. એમ કહી કાસદ પાછે અને પોતે આગળ એમ ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં ઘર આવી પહોંચ્યું. કનકે ઘરનું બારણું ઉઘાડી સાદ કર્યો. કાં

ભાભી શું કરોછો. આજ તમારા પીયરના ગામનો કાસદ આવ્યો છે તે એક છબી વીંટી ને કાગલ આપવા માટે ઇચ્છે છે. કાગળ ઉપર તમારૂં નામ છે કહો મને વાંચવા આપશોને. તો તે કાગલ સોંપું નહિતર તે નહિં આપું. ધનગવરી કહે દીયરજી વાહ તમને પ્રીય તે તમારૂં. એ કાગલ તો આપ મને વાંચી સંભળાવશો ખરા કેની એમ કહી કાસદને આશ્વાસન આપી એ ત્રણે ચીજો લીધી. કાગલ કનકે વાંચવો શરૂ કર્યો. સ્વસ્તશ્રી સુંદરપુર મહાશુભસ્થાને પુજ્યારાધે ગુણુત ગુણની ભંડાર પ્રાય સખી ધનગવરીની પવિત્ર સેવામાં. અતાનશ્રી વિલાસપુરથી લી. મ્હારાથી વિખુટી પડેલી નિરાધાર ન્હાની સાહેલી સ્નિગ્ધા બાલાના એકાન્ત સમયે જયજીનેંદ્ર સ્વીકારજે. વિશેષ વિનતી કે બેન તું જતી વખતે મને જે કોલ આપી ગઇ હતી તે પ્રમાણે પળવાની વાત, પતિના સુખમાં (સંસાર સુખમાં) લપટાઇ કે તેની સરસ મદમંદ લહેરથી ખરેખર ભુલી ગઇ પરંતુ વળી કંઇ પણ ખુશાલી લખવા ફુરસદ મળતી જણાતી નથી તેતો ઠીક પણ હવે તારા નામનો જાપ કરવો પડે છે. તો હવે તારા આપેલા કોલ પ્રમાણે પાળ. નિશાની દાખલ આ કાસદ મ્હારી છબી, નીલ રત્નમય મુદ્રીકા સોંપશે. આ પત્ર મ્હારા પિતાશ્રીથી ગુપ્ત રીતે લખ્યો છે તેતો તું જાણે છે બેન ચંદ્રકીશોરીના કહેવાથી આમ ઉતાવળ કરવી પડી છે. કીશોરીના કહેવા પ્રમાણે મ્હારો બાપ મ્હારૂં સગપણ વૃદ્ધ સાથે કરવાનો નિશ્ચય કરી ચુક્યા છે. માટે આ વખતે તું તારો ધારેલો પતિ શોધી તેની નિશાની મ્હને મોકલજે. મ્હારા ધારવા પ્રમાણે તુંજ માતારૂપ થઇ પડતાં મારે ત્હારે ઘેર આવી વિવાહ કરવો પડશે માટે હવે મને શાંતિ થવા માટે કાગલની પહોંચ તથા નિશાની મોકલાવજે. મ્હારી વતી

આટલું કામ કરજે અને સદેશો વહેલાસર પાછો મોકલજે. એજ સંવત પ્રીયતમ, માસ પત્રીકા, તિથિ અબલા, વાર વિલાસ.

લી. ત્હારી સહાય ઇચ્છનારી વીખુટી બાલા

સ્નિગ્ધાબાલાના સ્નેહયુક્ત દંડવત્ સ્વીકારજે.

આ કાગલ સાંભળીને ગવરી કહેવા લાગી કેમ દીયરજી તમારૂ સગપણ આ મનમોહક છબી સાથે કરશું તો ઠીકને. ત્હમારી માતા કહેતાં હતાં કે કનકને પુછજો જો ખુશી હોય તો કરીએ. કનક શરમીંદો પડી બોલ્યો. ભાભી આપની સખી જયારે આવી દુ:ખી છે વળી તમો તમારી સખીના અત્યંત વખાણ કરો છો, તમારા ગુણ કરતાં પણ અધિક ગુણ છે ત્યારે મ્હારો વિચાર તેમાં બીલકુલ અચકાતો નથી. પછી જેવો માતપિતાની મરજી માટે તેમના કહેવા ઉપર જેમ યોગ્ય લાગે તેમ કરો. આનો જવાબ કોઇ યોગ્ય વર ગોતી વહેલાસર અપાય તો ઠીક. ધનગવરી કહે હા દીયર તમારૂં કહેવું ખરેખર સત્ય છે. ટપાલ બે ચાર કે છ કલાક મોડી આવે અને આ કાસદ જલદી પહોંચે તેટલા માટે આવી ઉતાવળથી કાસદ મોકલ્યો છે. અનુમાન બાંધતાં જણાય છે કે તેણે મ્હારા ઉપર ભરૂસો રાખ્યો છે તો તેને કદી અંતરાયાળ રખડાવવીજ નહિ.

ધનગવરી કહે, પણ દીયરજી આવા સંકટમય સમયે જો આપ તે બીચારી નિરાધાર અબલાને સ્વીકારશો તો તમો ચોકસ માનજો કે તમોને તમારૂં જીવન ગુજારવું આનંદી થતાં સદા હર્ષાનંદે વિચરશો. વળી તેનો સ્વભાવ તથા ગુણભાવ તથા જ્ઞાનભાવ તથા નમ્રતા તો એટલી બધી છે કે તેનો ખ્યાલ તેની કસોટી કરતાં પ્રત્યક્ષ નજરે પડશે માટે આપ આ વચન કબુલ કરો. કનકચંદે ભાભીના નિર્દોષ વચનથી હસતે ચહેરે નીચું મસ્તક નમાડયું અને

કંઇ પણ ઉત્તર આપ્યા વગર મૌનજ રહ્યો. આથી ધનગવરીએ જાણ્યું કે તેનો વિચાર છે તો હવે સવિતાને પુછવાની જરૂરજ નથી. માટે આ વખતેજ સ્નિગ્ધાની છબી તથા રત્નજડીત્ર મુદ્રીકા સોંપી દઇ સ્નિગ્ધાને આપેલા કોલ પ્રમાણે વર્તન કરૂં તેજ યોગ્ય છે. એમ કહી ધનગવરી બોલી. દીયરજી લ્યો આ તમારી આજથી થયેલી રસિક, સદ્‌ગુણી, કાન્તા સ્નિગ્ધાની આનંદી, પ્રેમમય પ્રતિમારૂપ છબી (ફોટો) તથા તેમનીજ વીંટી. વળી બોલી કે,—

( રાગ ગાયન. )

દીયરજી સોંપુંછું વ્હાલીની પ્યારી મુદ્રિકા
પહેરી આંગળીએ ખોશો ના શાણા દીયરજી
આધાર નિરાધારનો રતન જડીત્ર તેજ છે
દુઃખ દુર રાખવાની શાન્ત શક્તિ તેજ છે.
તમ છબીને ભાળીને, આનંદ દિવસ એજ છે.
શીયળ રતન જાળવવાની રીત રસિક તેજ છે. દીયરજી

આ પ્રમાણે આનંદથી તે મુદ્રીકા પહેરાવી અને કનકચંદ્ર તરફથી કનકની પોતાની રમણીય છબી એંધાણી તરીકે આપી કાસદને વિદાય કર્યો. વળી એક પત્ર પણ લખી આપ્યો. આ પ્રમાણે દીયર, ભોજાઇ, દિન આનંદમાં નિર્ગમતા હતા. હવે કનક મોડું થયું જાણી પોતાને ઘેર ગયો અને વાળુ પાણી કરીને બેઠો બેઠો ચોપડી વાંચતો હતો, તેવામાં એકાએક ચીસ પડી. જેથી બેબાકળો થઇ કનક એકદમ દોડતો દોડતો આવ્યો તો પોતાની માએ એક ઝેરી સર્પના મુખમાં પોતાનો પગ અર્પણ કર્યો હતો. આ વખતે વેણીલાલ બહાર ગયો હતો. આથી કનકે આતુરતાથી અને હીમતથી તથા ચતુરાઇથી ઘરની અંદરથી બે લાકડીઓ કાઢી તે વતી સર્પને

પકડી ઘણેજ દુર મેલવા ગયો. આ સર્પ અતિ ઝેરી હતો તેથી તે-ટલા વખતમાં સવિતા માતાના પ્રાણ જતા રહ્યા. કનક સર્પને મેલીને આવે છે તો પોતાની માતા પોતાનું ખોળીયું મેલીને સુક્ષ્મ જીવ સ્વરૂપે સ્વર્ગ સ્થળે પહોંચી ગએલી જણાઇ. આથી કનકચંદ્ર અત્યંત વિલાપ કરવા લાગો. એટલામાં કીર્તીચંદ્ર આ કકલાટમાં આવી પહોંચ્યો અને વેણીલાલને તેડવા માટે એક માણસને મોકલી પોતે કનકને આશ્વાસન આપવા લાગો. કનક છાતી ફાટ રૂદન કરતો હતો. ધૈર્ય રહ્યું નહિ. રાત્રી પડી ગઇ હતી જેથી આ વખતે મુડદું બહાર કાઢી ન શકાય. જેથી આખી રાત્રી સવિતાની કાયા આગળ જઇ આંસુની ધારા પાડયા કરી. વેણીલાલ આવી પહોંચ્યો. કન-કને ઘણી ધીરજ આપી તથા ફોસલાવી તેની માતાથી છેટો રહેવા કહ્યું પણ બીલકુલ બાળ હઠીલો થઇ માન્ય નહિ કરતાં રૂદન કરતો હતો ઘડીમાં ગુણ સંભારે, ઘડીમાં રૂપ સંભારે, ઘડીમાં છાનો રહી સવિતાના મુખ સામે એકીટસે જોયા કરે, વળી રૂવે, ઘડીમાં પુત્ર ધર્મ ન પાળી શકયો તેને માટે શોચ કરે, પશ્ચાત્તાપ કરે, વળી અકળાય આમ આખી રાત્રી ગુજારી. સુર્યોદયના ઉદય પહેલાં ચાર ઘડીએ સવિતાના મુડદાની ઠાઠડી બાંધી એકઠા મળેલાં સગાં સંબં-ધીઓ ઉપાડીને ચાલતા થયા. કનકને ઘેર રાખ્યો પણ તે નહિ રહેતાં માતૃપ્રેમથી આગળ ગયો આ પ્રમાણે શમશાનભૂમિ ઉપર સવિતાનું મુડદું બાળી ઘર તરફ સ્નાન કરી સર્વ પાછા ફર્યા. હવે કનકનું સગપણ થતું રહી ગયું, વેણીલાલ પોતાના સગપણ માટે તૈયારી કરવા લાગ્યો. આ વખતે વેણીલાલની ઉમર લગભગ વર્ષ પચાસ પંચાવનની થઇ હતી જેથી કોઇ તેને દીકરી આપવા તૈયાર થતું નહોતું. કનકચંદનું સગપણ ગુપ્ત રીતે થઇ ગયું હતું તે ફક્ત

તેની મા સવિતા જાણુતી હતી. પણુ તેતો બીચારી ક્યારની પ્રભુ પાસે પહોંચી ગઇ હતી. જેથી કોઇ કનકની વાત સંભારતું નહોતું આ પ્રમાણે વેણીલાલના ઘરની સ્થિતિ થઇ ગઇ હતી.

---

## પ્રકરણુ ૬ ઠું.

### કન્યાવિક્રય માટે વિચાર કથન.

શર્વરી શિતળતાને પ્રેરતી પ્રેરતી ચાલી જાય છે, સમય શાન્ત થતો જાય છે, વિશ્રાન્તિનો વાસ લેવા સૌ કોઇ તૈયાર છે, અંધકાર દુર કરવાને રોશની પ્રગટાઇ રહેલી છે. ધર્મગુરૂઓ આખા દિવસની સ્મૃતિ કરે છે પતિવ્રતા પતિનો આખા દિવસનો શ્રમ હરવા માટે મીઠાં મીઠાં વચન કહી આનંદ પમાડે છે.

માણેકચંદ શેઠ મોડી રાત્રીએ વિનય ચંદ્ર શેઠને ઘેરથી આવેલ છે તે આવતાં સુશીલા સ્વામીનાથની રાહ જોતી આતુરતાથી બેઠેલી એકદમ ઉભી થઇ બે હસ્ત જોડી નમસ્કાર કરી તેણે એક સેતરંજી પાથરી ઉપર બેસાડયા. સ્વામીનાથ ! જમવાનું તૈયાર છે, એમ વિનય સહિત આનંદથી બોલી. " ના, ના; આજે મારે જમવું નથી. વિનય ચંદ્ર શેઠને ઘેર તેના બોલાવવાથી ગયો હતો. ત્યાં વાતચીત કરતાં મોડું થઇ જવાથી તેના અતિ આગ્રહથી ત્યાં જમેલો છું, એટલે હવે તો સુઇ જઇએ કારણુ કે રાત્રી વ્યતીત બહુ થઇ છે. પણુ હા ! હા ! શુશીલા એક વાત કહેવી ભુલી જઉછું. એમ માણેકચંદે જરા ધીમાશથી પણુ છેવટે જરા તાનથી કહ્યું. કહો સ્વામીનાથ જે આપના હૃદયમાં રમતી હોય તે. એમ શુશીલાએ શાંત ચહેરે કહ્યું. પ્રીયા આપણી પુત્રી હવે યોગ્ય ઉંમરની થઇ છે, તો હવે મ્હારો વિચાર અહીંના નગરશેઠ વિનયચંદ વેરે સગપણુ કરી બેઉ

બાંધવાનો છે. તેને ત્યાં ચાર જગાએ ચાર મકાન છે. દસ કરોડ રૂપીઆનો આસામી, સોનું રૂપું ઢગલાબંધ પગ તળે કચરાય છે તો આપણે જો તેને આપણી પુત્રી આપી વેવીશાળ કરીએ તો તે બાબત આપણને એક લાખ રૂપીઆ તથા વિવાહનું ખર્ચ પણ મજરે આપે તેમ છે. સ્નિગ્ધાને કશી જાતનું ત્યાં દુઃખ નથી. સુખની સહેલ દિન પ્રતિદિન વધતીજ છે. લક્ષ્મી તો ગમે તેટલી વાવરે પણ કોઇ કહેનાર નથી. બસ હવે મ્હારો વિચાર તો થયો છે કે કાલે નાળીએર લઇ જઇને ગોળખાઇ આવીએ. નહીતર આપણી મનની મનમાં રહી જશે અને આવું ઘર મલવું મુશ્કેલ છે. !' એમ માણેકચંદે કથન કર્યું. આ સાંભળી શુશીલા કહેવા લાગી કે " પ્રાણ પ્રીયતમ જ્યારે તેમ છે તો ખુશીથી વેવીશાળ કરી ફેરા ફેરવો તેમાં આપણે કશો વાંધો નથી. સ્નિગ્ધાના ધન્ય ભાગ્ય કે આવું સાસરું મળશે " આ વખતે સ્નિગ્ધા બાલા પાસેજ બેઠી હતી. અત્યારસુધી પોતાના પિતાશ્રીના વચન મૌન રીતે સાંભળતી હતી. પણ અંતરમાં કીશોરીની વાત યાદ લાવી ધગધગતી અગ્ની થકી બળતી હતી. તે હવે જ્યારે પોતાની માતાએ તે બાબત સાક્ષી પુરી ત્યારે શરમનો પરિત્યાગ કરી ઉછળતે શ્વાસે પણ વિનયથી બોલી ઉઠી હે માતા પિતા મારી વાત સાંભળો. તમે જેની સાથે મ્હારા લગ્ન કરવા ઇચ્છો છો તેની સર્વ બીના મેં સાંભળી છે. તમે જે વિચાર ધારો છો તે ફળશે નહિ. તેની પાસે ગમે તેટલો પૈસો હોય પણ વૃદ્ધાવસ્થામાં લગ્ન શાનાં હોય ! માટે તે વિચાર માંડી વાળશો. હવે મ્હારા લગ્ન બાબત તમારે મહેનતની કશી જરૂર નથી. મ્હારા લગ્ન પત્રવહેવારથી તો ક્યારનાં થઇ ગયાં છે. હવે માત્ર આપના હસ્તથી મારૂં દાન આપવું બાકી રહ્યું છે. તે દાન કન્યાદાન કહેવાય છે. જો આપ વિનયશેઠ સાથે

લગ્ન કરો અને સોના મ્હોર અગર રૂપા નાણું લ્યો તો તે લગ્ન તથા કન્યાદાન કહેવાય નહિ પણ કન્યાવિક્રયજ કહેવાય. ( કશ્યપ રૂષી કહે છે કે: દ્રવ્ય ખરચીને વેચાતી લીધેલી કન્યા, પત્ની અથવા સ્વધર્મીણી થઇ શકે નહિ. તેમજ યજ્ઞ, યાગાદિ, દેવકર્મ તેમજ શ્રાદ્ધ પક્ષાદિ પિતૃધર્મ અને સાધારણ રીતે દ્રવ્ય કાર્યના પ્રસંગોમાં એવી વેચાતી લીધેલી કન્યા ઉપયો- ગી થઈ શકતી નથી. અર્થાત ધર્મ કે કર્મ તે કરી અથવા કરાવી શકતી નથી. કદાચ કરાવે તો તેનું ફળ મળતું નથી. અને એ કન્યા પત્ની નહિ પણ દાસી કહેવાય છે. તો શું હું તે શેઠની દાસી તરીકે રહી મ્હારૂં પાતિવ્રત્ય ગુમાવું. ના ના તે તો નહિ બને " જ્યાં સ્નિગ્ધા પોતાના વચન આગળ કહેવા જાય છે ત્યાં સુશીલા કહે—" પુત્રી ! શું વૃદ્ધાવસ્થામાં લગ્ન નહિ થતાં હોય ? યુવક હોય તે પણ અંતે વૃદ્ધ થવાનો છે વળી તેં મ્હારાંથી ગુપ્ત રીતે કોની સાથે લગ્ન કર્યાં ? કહે મ્હારી ગુન્હેગાર ઠરતાં જરા વિચાર ન આવ્યો. બસ હવે તહારે તે સંબંધ તોડવો પડશે અને વિનયચંદ્ર સાથે વરવું પડશે. આમ આપ ડાહ્યા છતાં જરા વિચાર નથી થતો " સ્નિગ્ધા બાળા કહે " માતા જેની સાથે નિકટ સ્નેહ બાંધ્યો તે તેનાથી ટાળ્યો ટળશે નહિ તેમજ કદી હું તે સં- બંધ ત્યાગવાની નથી. શું ફક્ત તમારા એક લાખ રૂપીઆ સારૂ યૌવન સુખ ત્યાગી મડાના પાસમાં જઈને બેસું ? સપડાઉં ? વળી મેં ચંદ્રકિશોરી મારફત ઘણા સંદેશા કહાવ્યા પરંતુ તમે તેમજ મ્હારા પિતાશ્રીએ તે બાબત કશી દરકાર કરી નહિ જેથી આપ ડાહ્યા થવાની જરૂર પડી. હવે અતિવિષ ઇચ્છા જે ધનની છે તે ત્યાગી દઇ મ્હારી ઇચ્છા મુજબ કન્યાદાન આપશો

તેમાં પરમેશ્વર રાજી છે. સુશીલા—" બાળા જો થોડા રૂપીઆ હોય તો તેમ પણ કરૂં, આતો આખી જીંદગીની સુખમય ખર્ચી. વળી ત્હારા નામથી વિનયના ઘરની માલમીલકત બાબત સરકારી વીલનો હક તે સર્વ કેમ તજી દેવાય. હવે પુત્રી ત્હારા માતપિતાને ખુશી કરી તેની આજ્ઞા માન્ય કર. માતપિતાને દુભાવવામાં પરમેશ્વર કદી રાજી થાય નહિ. ત્હારા સુખમાં બીજો કોઇ ભાગીદાર નથી માટે હાથ આવતું રત્ન ત્હારી અણસમજ અને બાળબુદ્ધિથી શા માટે ગુમાવે છે અને અમોને તરફડાવે છે. ત્હારો ધર્મ સંભાળ્ય અને ડાહી થા તારી સર્વ ચતુરાઇ આ વખતે ક્યાં જતી રહી " ત્યારે સ્નિગ્ધા બાળા કહે—" હે માતાજી મ્હારી બાળબુદ્ધિ છે પણ તમારી વૃદ્ધ બુદ્ધિ કેમ કનીષ્ટ થઇ ? સાઠ વર્ષનો બુઢો કે જેનું શરીર લાકડીના આધારે ટકી રહેલું છે જેના દાંત તો ચારપાંચ ડગતા સિવાય સૂક્ષ્મદર્શક યંત્રથી પણ નજરે પડતા નથી, જેના કેસ સફેદ થઇ ગયા છે, જેની કાયા ઉપર કાળ નામનો યમ ઝડપો નાંખે છે, તેવો પતિ શોધી અત્યંત દુઃખમાં ફકત રૂપીઆના લોભથી નાખતાં વિચાર તો કરો ? તમને કશો વિચાર કેમ થતો નથી. જુઓ અનંતરાયની પુત્રી લક્ષ્મીને ઘરડાવર સાથે પરણાવી ને હજુ માત્ર મહિનો પુરો થયો નહિ ત્યાં તો બુઢ્ઢો પહોચ્યો નરકના ધામમાં, નિરાધાર યુવાન અને સુંદર અબળાને મેલીને હવે અનંતરાય રોઇ રોઇને દિન કાઢે છે તેમજ લક્ષ્મી પોતાના પિતાને નિસાસા નાંખતી અને છાતીઆ કુટતી હાય હાયના પોકાર કરે છે. તો પણ હજુ સાઠે બુદ્ધિ નાઠી જેવી દશા દેખું છું. એ કહેવત મુજબ તમારી મતિ અંધ થઇ. અરે પણ તેમાં તમારો દોષ શો ? પૈસોજ ફકત સર્વને અંધ બનાવે છે અરે માતા અરે પિતા દયા કરો.

( રાગ ગાયન )

તનયા તમારી વિનવે, હે ! માતા ! હે ! પિતા !
સુણો વિનંતી કર્ણમાંહી, સુચવે આ સુતા—તનયા ૧
કન્યાવિક્રય કેર કહેવાયે, દાગ રહે નહિ તમ ઘરમાં
ઉંચ મતીથી દાન કરો મુજ. પસંદ પતિ મળતા—તનયા ૨
શ્રેષ્ટવીર્ય તમ માંસ રક્તથી, ઉપની બાળા ઇશ્વરૃપા
તોલાવિચો ભારોભારે, નાણું લેતાં નહિ ડરતાં—તનયા ૩
આડો અવળી વાત જવા દો, આરક ગાયની અર્જ સાંભળો
મનમાં સમજી આપ વિચારો, જ્યાં દોરો ત્યાં જાય મરતાં—તનયા ૪

આમ બોલવાથી માણેકચંદ્ર ઉછળતા શ્વાસે બોલ્યો. સ્નિગ્ધા જેમ તારી માતા કહે તેમ કર. પુત્રી જાતીને ઝાઝી હઠીલાઇ પાલવે નહિ. કાલ રોજે ત્હારૂં નાળીયેર લઇને જવાનું છે. હરે થોડા વખતમાં ત્હારો ધર્મ બરાબર સમજી લે તેને ત્યા ત્હારે પરમસુખ છે. ભવાયા નાટકકારો વગેરે હંમેશ તેને ત્યાં ખાસ પોતાના ખેલ ભજવી બતાવે છે ઘણું સુખ ત્યાં છે. કોઇ નિર્ધન પતિનો તો ત્હારો સંદેશો મ્હારા ધ્યાનમાં હતો અને તેજ માટે વિચાર કરતો હતો તથા શોધ કરતો હતો. ત્યા વિનયચંદ્રની વાત યોગ્ય લાગવાથી ત્હારા લગ્ન તેને ત્યાંજ કરવાના છે. સ્નિગ્ધા કહે-હે પિતાજી મેં જેને તનમન સોંપ્યું છે. તેજ મ્હારો પતિ બાકીના સર્વ માતાજી તેમજ પિતાજી સમાન છે તેમાં એક રતી પણ મીનમેખ થવાની નથી. હવે તમો શાન્ત થાઓ. તમારો વિચાર અવળો ત્યાગો અને મ્હારા મનગમતા મનમોહનને તમે મને કન્યાદાન તરીકે અર્પણ કરો. મેં કદી તમારૂં વચન લોપ્યું નથી પણ તમારી આવી દુષ્ટ ધારણાથી તમારા વચનને પાછા ખસેડવા પડે છે. સુશીલા કહે—પ્રાણપતિ હવે તમે કાલે

નાળીયેર લઇને ખુશીથી જજો તેની તો હરે બાળહઠથી નાની કદી હા થવાની નથી. પરણાવવી હવે તો આપણા હાથમાં છે. તેની બાળ બુદ્ધિ ( છોકરમત ) થી આમ કહે છે. પણ જ્યારે તેના ઘરમાં જશે ત્યારે તેને આનંદ થશે. નાનપણના સગપણ તે પણ પત્રવહેવારથી થયેલાં તેતો એક ઢીંગલા ઢીંગલી સમાન છે તે કદી સાચું હોયજ નહિ. સ્નિગ્ધાને કોઇએ ભરમાવેલ લાગે છે. નહીંતર કદી આમ ચાળા કરે નહિ ચાલો હવે સુઇ જાઓ. લગભગ રાત્રીના સાડા દસનો વખત થઇ ગયો છે હવે શામાટે મોડું કરો છો, નિંદ્રા દેવીને સત્કાર આપો. જ્યારે આવા માતાના મુખમાંથી વચન સાંભળ્યા ત્યારે કહેવા લાગી પિતાજી તેમજ માતાજી ખરેખર જે કહું છું તે સત્યજ કહું છું. વિનયચંદ્રને ત્યાં નાળીએર લઇને જતાં પહેલાં વિચાર કરજો. નહિતર તમારાં કુળને કલંકિત રૂપ બનીશ કારણ કે હિન્દી સ્ત્રીને કદી બે પતિ હોતા નથી. હવે તો કન્યાદાન આપી સુખી બનો. તમો મ્હારૂં કહેણ પ્રમાણ નહિ કરો તો પસ્તાશો. આ કાયામાં જ્યાંસુધી પ્રાણ છે ત્યાંસુધી વૃદ્ધ પતિ સાથે ભવ ગુમાવીશ નહિ.

ત્રાજવામાં કન્યા તોલી, ભારોભાર રૂપા નાણે
પટારાને પેટી ભરે, તાત તે કસાઇ છે
મડા સાથે કીશોરીનો, જન્મથી વહેવાર બાંધે
મડું યમદ્વાર પહોંચે, પુત્રી તો રંડાય છે.
સુખમાટ હર્ષ ઘેલી, બાલા પ્રેમ વૃતિ રાખે
દુષ્ટ તાતપિત તૃષ્ણા, સોડમાં તણાય છે
આત્મ તનયા જે વેચે, લક્ષ્મી લઇ સાહસથી
પાપી બની પુત્રી કેરા, નિસાસા લેવાય છે

માટે હે ? પિતાજી શામાટે આવા કુડાં કૃત્ય કરી તમારી પુત્રોને દુઃખદાવાનળમાં દહો છો ? આવી રીત તમારા જેવા સુશીલ પિતાજીને શોભતી નથી. પિતાજી જે પૈસાને માટે ઇચ્છા રાખો છો, તે તો વહેલાસર ખુટીજ જવાના. માત્ર પરસેવાના બીંદુથી સાંપડેલી લક્ષ્મીનો પૈસો વિશેષ વૃદ્ધિ પામે છે અને હરામનુ હરામમાં જાયછે. અહા લક્ષ્મી તું તો એવી બડી ચીજ છે કે જો તહારી સેવા બરદાસ કરવામાં આવે તો તું પ્રસંન થાય છે અને પરાણે જો કોઇ તને ઉપાડી જાય છે તો તું તારો ભાવ ભજવ્યા વગર રહેતી નથી અને ખરે ટાણે તું તારો ખરો ભાવ ભજાવે છે.

અજબ છે નાણુા નાણું ( ૨ )
ચૌટે બેઠો તોલે માપે, ઓછું કપટે શામાટે ?
રજની પ્રગટે વેશ્યા ચમકે, વિશ્વાસ માટે કો આવે તે શામાટે ?
નાણા માટે નીતિ ગુમાવે, તે નાણા તો ધુળ રોળાણા અજબ
મજુર મણીકો ભાર ઉપાડે, નિજ ખંભે તે શામાટે ?
સેવા શેઠની સારી બજાવે, સેવક શાણો શામાટે ?
નાણા માટે નીતિ વરાવી, બીંદુ પસીનાના છે ટાણું અજબ
ગાદી તકીયે મહેલ બિછાને, ઝુને હિંડોળા ખાટે
ગાડી ઘોડે કે મ્યાનામાં, ફરતા વિણ જે ઉચ્ચાટે
નાણાના ટાણાં છે ભાઇ, સુખે ભલે સપડાણા અજબ
ધાડુપાડા ચોર લુંટારા, લુંટે ચોરે શામાટે ?
કસાઇ મચ્છીમારો કાપે, જીવતા જીવને શામાટે ?
નાણા માટે ધંધા કરતાં, નર્ક મહીં ખરે ગબડાણા અજબ
નીચ પિતા નિજ પુત્રી વેચે, જે છે નિજ તત્વો સાટે
આંધો ખંધો નહિંજ વિચારે, યોગ્ય પતિ નથી તે માટે

નાણા માટે બની કસાઇ, નિરદયતામાંજ સપડાણા. અજબ
હવે રાંડે કે મરે ઝેરથી, પડે કુવામાં દુઃખ માટે
નથી કામ કંઇ મ્હારે તેનું, તાત વિચારે મન વાટે
નાણા ભારે ભારે મલતાં, શેઠ થવા કર્યા મુંઝાણા અજબ
અણહકના નાણાં મીઠાં લાગે, ત્યારે મળતાં બળ સાટે
કન્યા વિક્રયના નાણાં જ્યાં, ભીક્ષા માગે હાટો હાટે
અધોગતી તે મરતા પામે, અંતે ઘરમાં પાણા પાણા અજબ

હે પિતાશ્રી મેં એક પુસ્તકમાં વાંચ્યું છે કે ધનવાનો શોખની ખાતર વિષયની પશુવૃતિને સંતોષવા ખાતર બાસઠ કે બોતેર વર્ષનો બુઢ્ઢો બાર વર્ષની બાળીકા લેવા તૈયાર થાય છે તે ખરેખર આ હિન્દની પાયમાલી કરનાર છે. નરરત્નોની ખામી લાવનાર છે અને નારી હત્યાનું પાપ વોરનાર નર્કના રૌરવકુંડમાં પીડા પામનાર અને સુખને તીરસ્કાર આપનારછે, માત્ર તુચ્છસુખ ખાતર વૃદ્ધ ઉમરે નાદાન બાળકી સાથે લગ્નની ગાંઠથી જોડાવું એ ખરી રીતે નાદાન બાળીકાને ગળે ગાંઠ બાંધી હત્યા કરી પાપ વોરવા જેવું છે. કુટુંબમાં કલેશ જીવતાં ઝઘડો અને મુઆ પછી સરકાર દરબારનાં તકરારો શરૂ થાય છે. જુવાન વયે એ બાળીકા પહોંચતા આબરૂનું રક્ષણ રાખી શકાતું નથી. આવા વચન પુત્રીના સાંભળી માણેકચંદ્ર આંખનાં ડોળા અધર ચડાવીને જુસ્સાભેર બોલ્યો, પુત્રી ત્હારા કરતા મને વરસ બમણાં થયા છે, તેથી મને તે સર્વ બાબત વિશેષ અનુભવ છે. આજકાલની બાળીકા આ પીસ્તાલીસ વર્ષના ઘરડાને શું સમજાશે? હવે ત્હારૂં ડહાપણ બંધ કર ને મ્હારી આજ્ઞાને આધીન થા. " સ્વામીનાથ ક્ષમા કરો હું તેને સમજાવું છું. પુત્રી આજ હઠીલાઇ છોડી દે ત્હારો બાપ ક્રોધે ભરાશે. હું જાણું છું

કે તું જ્ઞાની વિદુષી સુજ્ઞને સુશીલ તેથી તારે તારા પિતાનાં વચન માન્ય કરવાં જોઇએ. હવે કંઇ તું અણસમજુ નથી. અમો જેમ કહીએ તેમ કરવું જોઇએ. અને માબાપની આજ્ઞા ઉઠાવવી જોઇએ એ ત્હારી ફરજ છે. આથી સ્નિગ્ધા બાળા કહેવા લાગી. આ કાયામાં પ્રાણુ છે ત્યાં લગી આ કાયા આવી પાપી આજ્ઞાને આધીન થશે નહિ. માતાજી બીજી સર્વ આજ્ઞા માન્ય કરવા ખુશી છું. માતાજી તમો પુત્રીનું ભલું નહી ઇચ્છનાં બુરૂં ઇચ્છવા મને કુમાર્ગે દોરી જવા માગો છો. લક્ષ્મીનાદાસ હે માતાપિતા ! હું એ બુઢ્ઢાને પરણું ? કાળદેવને શરણે જાય ત્યારે મ્હારે તો ફકત " હાય " " હાય " ના પોકાર કરી છાજીઆ કુટતાં આંખો લાલચોળ કરતાં ( ખોટાં ) સંસારના સર્વ સુખના સાધનો તથા શણુગાર ( અંગના ) વીગેરે તે સર્વ તેની સાથેજ ત્યાગી અપશુકનીયાળ ગણાવું પડે. આ અંસારમાં ધિક્કાર, ધિક્કાર કરતાં અને રંડા શબ્દને નામે ઓળખાતાં જીવન ગુજારવું એ કેટલું કલેશ કર છે ? આ સર્વ કરતાં કુંવારા રહેવું સર્વોત્તમ અગર આ કાયા પ્રભુ શરણે પહોંચાડવી એજ સરસ અને સરલ ઉપાય છે. વળી મારી એવી સ્થિતિ તમને કેટલી દુઃખદ થઇ પડશે ? પણુ તે બાબત તમોને બીલકુલ વિચાર છેજ કયાં ? નહિંતર આવા અવળા અને અધમ વિચાર તમારા હૃદયમાં ઉત્પન્ન થાય ખરા ? માટે હે માતાપિતા મ્હારા લગ્ન મ્હારા ઇચ્છીત પતિ સાથે કરી આનંદ લ્હાવો લ્યો. હવે માણેકચંદ્ર ગુસ્સે થયો તે હાથ ઉગામતો અને પાટુ વગેરેનો પ્રહાર કરી એકદમ બોલી ઉઠયો.

શું તું નહિ માને, મ્હારા અને તારી માના વચન સર્વ વાયુમાં ગયાં ખરૂં; કે, ચાલ ઉભી થા અને હાથ જોડીને ભુલી ગઇ એવું કહી નમસ્કાર કર અને કહે કે હે માતપિતા આપ જેમ કહો તેમ કબુલ છે. શું તું નહિ માને, ચાલ જો ન માનવું હોય તો આ

માર્ગ રહો, મ્હારા ઘરથી બહાર નીકળ, અને ભીખમાગી ત્હારા ભીખારી ધણીને શોધી ત્હારી મેળેજ પરણુ અને દુઃખી થા. નીચ કુલટા પુત્રી ! હવે તો તેં મ્હારા માથે હદ્દ કરી છે. બેન બેન કહીને તું કહે તેમ કરતાં રહીએ છીએ તો ચડયાં મોભારે કે ઉંહું, ઉંહું, ઉંહુંનું ઓસડ તો કડવું છે તે ચાખી લે. ત્હારા ઉંહુના ફળ આ માર. માણેકચંદના અંત્યત ક્રોધી સ્વભાવથી સુશીલા આડી પડી અને પોતાના નાથ માણેકચંદ્રને વિનયથી કહેવા લાગી. સ્વામી બસ કરો પુત્રી કે સ્ત્રી કે જે અબળા જાતિ છે, તેના ઉપર હસ્ત ઉગામતા પહેલાં વિચાર કરો. એકદમ નિર્દય ના બનો અને જે તેને કહેવું હોય તે મ્હોડેથી કહો. આથી સ્નિગ્ધાબાળા બોલવા લાગી કે સાચા વચનના કટુ દુશ્મન પિતાજી ! આપથી વેગળી રહેવા આ ચાલી આપના નિવાસ ગૃહમાંથી. કનિષ્ટ બુદ્ધિ એકદમ ધારણ કરી પૈસાની ખાતર ઉછેરેલા ઉત્પન્ન થએલ રત્નને દુર કહાડો છો તે એક દારિદ્રાવસ્થાનું ચિન્હ છે. વિનય ચંદ્ર મેં તનમનથી ભ્રાતા તેમજ પિતા તુલ્ય ગણ્યા છે તો તેની સાથે કેમ લગ્ન કરૂં માટે ચતુર થઇ શાને અંધ બની આવી અંધ મતિ રાખો છો. બસ પિતાજી આપની આજ્ઞાની ખાતર " તમારે દેખવું નહિ અને દાઝવું પણ નહિ. " માટે સ્વીકારો છેલ્લાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ એમ કહી રવાને થઇ. માણેકચદે હવે સુશીલાને પાછી બોલાવી લાવવા ફરમાવ્યું અને સુઇ જવાને કહ્યું. સુશીલા ને તેઓ સૌ સુવા ગયાં હજુ માણેકચંદ્ર તે વાત વિસારી દેવાને ઇચ્છતો નહોતો. આખી રાત્રી બીલકુલ નિદ્રા નહિ લેતાં જલ્દીથી લગ્ન થઇ જાય અને સ્નિગ્ધાને પરણતી વખતેજ ખબર પડે એવા પાયા ઉપર તે ગોઠવણી કરતો હતો.

---

# પ્રકરણ ૭ મું.

## નવી નારીના પ્રપંચ.

ખોટા ડોળ કરી વરે ધન થકી, નારી નવી હોંસથી,
ભકતી જીવન માર્ગને ધુળ કરે, ધિક્કાર લે દોષથી;
જીવે ત્યાં લગી સુખ ના અધ ઘડી, કંકાસવાસો વસે
જીવે ત્યાં લગી ધર્મના પલ પલે, નર્કે જતો તે થશે
સાચી શીખ ધરે નહિ શરમથી, દંડાય આ લોકમાં
જાતાં જીવ કુટે પીટે પરણી જે, શ્રાપો વદે પોકમાં.

ભાઇ વેણીલાલ વર્ષ પંચાવનની ઉંમરના થયા હતા. શરીરના કોઇ ભાગ ઉપર સફેદ કેસ સિવાય બીજા કોઇ પણ રંગનો મોવાળો હતો નહિ સંસારના સ્વાદથી સંતુષ્ટ થયેલ નવી સ્રીના શોખની ખાતર તલપી રહેલી આશાવાળો આ સાઠ વર્ષની ઉંમરે લેખાતો બુઢ્ઢો કે જેને કોઇ મનુષ્ય પોતાની દીકરી દેતું નહોતું પણ એક પૈસાનો લાલચુ, નષ્ટ, નકટો, નિર્લજ, હરામખોર, છીનાળ, ચોર, જુઠો, કંકાસી, આકારમાં ઠીંગણો, પગે લંગડો, એવા દરેક અપ-લક્ષણવાળો એક જગમોહન કરીને વાણીયો રહેતો હતો તેણે પુરા પૈસા લેવા સારૂ પોતાની એકનીએક દીકરી આપી તેને પચીસ વર્ષની કરી હતી જેનું નામ વનીતા હતું. વનીતાની મા પોતાની દીકરીને દસ વરસની મેલીને મરી ગઇ હતી. જગમોહન બીજીવખત વર્યો નહોતો. તે વનીતા રૂપમાં રતી રંભાને લજવે તેવી હતી. ઇન્દ્રની અપ્સરા તેને દેખતાં અંજાઇ જઇ પોતાની પીઠ દેખાડતી હતી. પુત્રીની ઉંમર લગભગ સોળવર્ષની શાસ્ત્ર નિયમ પ્રમાણે થાય ત્યારે તે કન્યા-કાળમાં ગણાય નહિ પણ સ્રીજ ગણાય છે. તે પ્રમાણે વનીતા યોગ્ય ઉંમરની થઇ પણ તેના બાપે તેને પરણાવી નહિ, અને કુંવારી

રાખી મોટી કરી; તેની ખાસ મતલબ; બે કોથળી સોના મહોર લેવાની હતી. અને કોઇ પણ જગ્યાએ તેટલી બધી રકમ કોઇ આપે તેમ નહોતું તેથી પચીસ વરસ તો કુંવારાવસ્થામાં પસાર થઇ ગયાં અને કુમાર્ગે તેણીની મતિ દોરવાઇ. ગાળો ભાંડવાની તેની ખાસ ટેવ હતી અને હોય તેમાં નવાઇ શી! તેથી કોઇ સગાં સંબંધી. આડોસીપાડોસીઓ તેને શીખામણ દેવાને બદલે દુરજ રહેતાં અને કદી વનિતાને કોઇ બોલાવતું નહિ અને સર્વ તેનાથી બીતાં એટલે એ ધડકજ હતી. મનહરલાલ ઝવેરી સાથે તેણે ખાસ પ્યાર બાંધ્યો હતો એને તો સંસારનું સઘળું સુખ કુંવારાવસ્થામાંજ આવી ગયું હતું. હવે અધર્મ આથી કેવું ? આ પ્રમાણે તે છીનાળું કરી યોવન ગુજારતી હતી. જે માણસ છીનાળ હોય તે નિર્લજ હોય, દરેક અવગુણથી ભરપુર હોય. " You take home one of Satan's relations, the whole family will follow."

વેણીરામ નવી નારીના વિચારમાં હતો ત્યાં જગમોહનની દીકરી વનીતા કુંવારી છે તેવી ખબર મલતાં હમેશાં જગમોહનને ત્યાં સગપણ સંબંધી મસલત કરવા જતો અને જગમોહનનો સંપૂર્ણ વિચાર જાણી બે કોથળી સોનામહોર માટે એક વિલાસપુરની હુંડી લખી દીધી અને વનીતા સાથે ઝટપટ પરણાવે એવી કબુલાત પત્રીકા લખાવી લીધી. કદાચ સોનામહોર લઇને છટકી બેસે તો. નીચ નિર્લજ સાથે કામ કરીએ તો પાકે પાયે અગર વિચારીને કરીએ એમ વિચારી વેણીલાલે ચાલાકીથી મતું કરાવી લીધું.

### क_लात पत्रीका.

શેઠ વેણીલાલ વનમાલી—સુંદરપુરના રહેવાસી, ગ્નાતે દશાશ્રીમાળી વણીક. ઠેકાણું ઉદયપુરના દરવાજા પાસે જોગ લખી આપનાર

મેતા જગમોહન લોભીલાલ સુંદરપુરના રહેવાસી જ્ઞાતે દશાશ્રીમાલી વણીક ઠેકાણું પ્રેમીપરાના દરવાજા પાસે. જત હું લખીઆપું છું કે મેં તમારી પાસેથી બે હજાર સોનામહોર એટલે રૂ. ૩૦૦૦૦ ત્રીસ હજાર રૂપીઆની હુંડી શેઠ જગજીવન વછરાજ મુ. વિલાસપુર મુદત તરતની શાહજોગની સં. ૧૯૬૯ ના માગસર સુદી ૧૫ ના દીવારની લી. વેણીલાલ વનમાલીની લખેલી સુંદરપુરથી તે હુંડી લીધી તેના બદલામાં મારે તમોને મારી પુત્રી સોંપી આપવી છે અને તે તમારી ભાર્યા તરીકે ગણાશે તેમાં મ્હારે કશી વાંધા તકરાર નથી. આ કબુલાત પત્રીકા હું મ્હારી રાજીખુશીથી મ્હારી પોતાની અખત્યારીથી કરી આપું છું. એજ સંવત ૧૯૬૯ ના માગસર સુદી ૧૫

અત્રમતુ—મેતા જગમોહન લોભીલાલની સહી

ઉપર લખ્યું તે કબુલ છે તેમાં
મ્હારો વાંધો તકરાર નથી દા. પોતે

તત્રશાખ—મયાશંકર દોલતચંદ ત્રવાડીની
ની સાક્ષી સહી દા. પોતાના
તે બન્ને ધણીના કહેવાથી.

બીજે દિવસે બ્રાહ્મણને બોલાવી સારૂં મુહુર્ત ને સારા ચોઘડીયે ચોરીએ ચડાવવું નકી કર્યું. શુભ લગ્ન દિવસ આવતાં વનીતાને વેણીલાલનો સ્ત્રી પુરૂષ તરીકે પંચ સમક્ષ હસ્તમેલાપ થયો.

વનીતા વહુ તરીકે વેણીલાલના ઘરમાં આવી ત્યારથી ઘરની સ્થિતિ બદલાવા લાગી. સુઘડતા ને સ્વચ્છતાએ ધીમે ધીમે પલાયન કરવા માંડયું. વેણીલાલ તો એમજ સમજે છે કે સવિતા તેજ વનિતા. બંનેમાં શો તફાવત ? શેઠ વનિતાના રૂપ લાવણ્યમાં તો એટલા બધા મોહિત થયા કે દુકાન તથા ઘરનું શું થાય છે તથા

કેમ ચાલે છે તેની સઘળી ચિંતા તદન જતી કરી. કનકચંદ હ· મેશાં દુકાન ઉઘાડે અને સાંજરે બંધ કરતો. શેઠ અતિ લોભી હતો તેથી આખો દિવસ વનીતાને ઘરનું બધું કામકાજ કરવું પડતું. બડબડતી કે આખો દિવસ હાય વોયથી થતાં કાર્યમાં કદી નવરી થઉં નહિ એટલે વિશ્રાન્તિ બીલકુલ મળેજ નહિ. અરે ! પ્રભુ આવા લોભીવાને ત્યાં મ્હારા બાપે મ્હને કયાંથી પરણાવી. શ્રીમં· તના ઘર કદી આવા હોયજ નહિ. શ્રીમંતની બૈરી કદી કામકાજ કરેજ નહિ. આખો દિવસ હીંચોળે હીચકે, અને નવા ફેન્સી બારીક લુગડાં પહેરી બેસી રહે અને મ્હારે તો આખો દિવસ દળણું દળવું, પાણી ભરવું, રાંધવું, પીરસવું, સીવવું, ઝાટકવું, સોવું, ભરડવું, જરા પણ પગ વાળીને બેસી તો રહેવુંજ નહિ આ કરતાં જો મ્હારે સાસુ કે નણુંદલ હોય તો અરધું કામકાજ તેજ કરે એટલું તો ઓછું ! અને શ્રીમંતને ત્યાં પાણી ભરનારી, કામ કરનારી, રસોઇ કરનારી, સીવનારી, ઝાટકનારી. વીગેરે જુદાં જુદાં કામ ક· રનારીઓ જુદીજ હોય છે. એક પાણીનો પ્યાલો પીવો હોય તો– 'પાણી' એટલાજ શબ્દ કહેતાં બા સાહેબ આપું છું એમ કહી સત્વર પાણી મળે. હવે હું તો થાકી ગઇ છું અને આવા સખ્ત મહેનતના કામથી માંદી પડી છું. ઉંહં. ઉંહ. અ.....રે....પ્ર.ભુ... હવે....બચાવ. આવાં દુઃખોથી હવે જરા પણ ચેન પડતું નથી. રોયા ઘરડાને પરણીને મ્હારો જન્મારો આમ શી રીતે કહાડવો. અરે પ્રભુ ! અબલાના બેલી, દુઃખીના દુઃખટાળક. તું મને તારી પાસે બોલાવી લે એટલે છુટકો " દેખવું નહિ અને દાઝવું પણ નહિ. આમ ચાળા તોફાન તરકટ ખોટેખોટાં મચાવતી અને વેણી· લાલને વગોવતી.

---

# પ્રકરણ ૮ મું.

## સ્નિગ્ધા બાલાએ શેઠ વિનયચંદ્રને નીચે પ્રમાણે પત્ર લખ્યો.



ઉપેંદ્રવજ્રાવૃત.

નમું તને વીર શ્રી વર્ધમાન, વિદારજો વિઘ્ન વિભુ મહાન.
પદે પદે મસ્તક હું નમાવું, ક્ષમાધરા હું તમને ખમાવું.

દોહરા.

જેહ મહાવ્રત સુજનનાં તેમાંનું મુખ્ય એક;
જાર વિલાસી જનહિતે "વરણું રાખી વિવેક"

મનહર છંદ.

ધર્મવન દાવાગ્નિના ધુમાડાની હાર જેવા
કોમલાંગી તણા શ્યામ વાળ વ્યાલ × જાણજો;
મુક્તિરૂપ માર્ગ વિષે વિઘ્ન કરનારી નારી
જાણી એમ કોઇ દિન આનંદ ન માનજો;
વ્યાલ જેમ લંબ શ્યામ વાલ તેમ લંબ શ્યામ
ગણી અપશુકનને × ત્રાસ તેથી પામજો;
પંજરમાં પુરાયેલા પ્રાણીતણી પ્રેમ ભરી
જેવી તેવી વાણી તમે સુખદ પ્રમાણજો.

---

× વ્યાલ=સર્પ કાળો નાગ.

× સરપ આડો ઉતરવાથી અપશુકન થાય તેમ એથી ધર્મ-માર્ગમાં જનારને અપશુકન થાય એમ સમજવાનું છે.

તોટક.

કમળા તમ[1] કેશ કલાપ દિસે, તમ[2] શ્યામ સમા શુભ જ્ઞાન વિષે;
સુચરિત્રરૂપી વિધુ જ્યોતિ[3] તણો, હરનાર વિનાશક મેઘ ગણો.
ગુજકેશ ન એ પણ કલેશજ છે, લસિતા[4] તમ કેશ લસિત[5]જ છે; [6]
મુનિ યોગી તણા ચિત્તને હરતો, તમ કેશ કલાપ[7] અતિ નડતો.

મનહર છંદ.

વામા તારા વક્રકચ[1] દીસે નવ ક્રકચજ[2]
કવિ એક કહે છે તે ખોટું કેમ માનવું ?
મુની, જન સર્વતણું ચિત્ત કાપી નાંખનાર
નવી કરવત જેવું હથિયાર કારમું
કમલિની કામિનીએ ધર્યું ચિત ચીરનારૂં
ભાનને ભુલાવનાર ભકિતને ભુલાવતું;
નિર્મલ જ્ઞાનરૂપ ચંદ્ર ગ્રહનાર રાહુ
અલકનું યુથ [3] મુકિત માર્ગને મુકાવતું.

ઉપેંદ્રવજ્રા.

અલંકૃતા [4] કુંતલ ભાર [5] સ્ત્રીનો, અલંકૃતા કુંતલ ભાર માનો [6]

---

૧ તમ=તમારા. ૨ તમ=અંધકાર. ૩ સુચરિત્રરૂપી ચંદ્ર પ્રકાશ ૪ સ્નિગ્ધા, સુકોમળ. ૫ લસિત=સ્નિગ્ધ, સુંદર. ૬ લ અક્ષર સહિત ( લસિત ) એટલે કેશના क માં લ જોડી દેતાં કલેશ શબ્દ બને છે. ૭ કેશકલાપ=વેણી અંબોડો.

[1] વક્રકચ—વાંકાવાળ. [2] નવક્રકચ—નવી કરવત. [3] અલક યુથ—ચોટલો. ૪ અલંકૃતા—શણગારાયેલો. [5] કુંતલ ભાર—ચોટલો. [6] અ એટલે નહિ. અલંકૃતા એટલે જેમાંથી લ કાઢી નાંખો એવો કુંતલભાર—કુંતભાર, એક ભેદક શસ્ત્ર માનો.

વિલોકીને જે જન રાજી થાતા, ભવાટવીમાં ભૂલથી ભમાતા.

ગીતિ.

અષ્ટમીચંદ્ર સમાન, ભાલચંદ્રને [1] જોઇ જનો રાચે;
અલીક [2] અલિક [3] જ જે છે, તેને પ્રીતે કંઇક જનો જાચે.

ઇંદ્રવજા.

આધુતરા ભૂસમ ભ્રૂ નિહાળો, [4] વિંધાવના, શલ્ય થકી સમાલો [5]
ના ભ્રૂ ગણો, એ વિષવૃક્ષ કેરી, ભૂમિ ભૂંડી મોહક માન વેરી.

રાસડો.

સુ વિશાળ વેણીવામ, કવિઓ વખાણે છે
તેના દૃષ્ટી પાતે ઉર, આનંદ આણે છે.
સુખનો શુભ માર્ગ મહાન મનમાં માણે છે
તેના દૃષ્ટીપાતને. જાણી શષ્ટપાત
આમાં કિંકર તેહનો કાંકર તારી ઘાત ?–દૃષ્ટી ઋષ્ટિ છે
કુવલયની માલા તુલ્ય, ગણમાં દૃષ્ટિને
ધામ સુખનું ન તેને માન દૃષ્ટિ વૃષ્ટિને.

શાર્દૂલ વિક્રીડિત વૃત.

શાને આનન માન કાં નહિ કહે કાનન તેને ખરે
કુધા આનન કાનને ગણી લઇ થાતો ન પાપી અરે

---

૧ ભાલચંદ્ર=ભાળ એજ ચંદ્ર. ૨ અલીક=કપાળ. ૩ અલિક=મિથ્યા
૪ જેમાંથી ? જતો રહે એવી ( વિષવૃક્ષની ) ભ્રૂ જેની બને માનો
એમ કહેવાની મતલબ છે ૫ સમાલો=સંભાળો ૬ આ રાસડો
" સખી વિરહી જનની પીડ વિરહી જાણે છે" એ રાગે ગવાશે.

જાણી કોપપદે તજી ભજ હરી આનન એનું સખે,
પાપી કામ અહી કહી ડસી જશે ભૂલી જતો જો રખે.

ઈંદ્રવજા.

આકાર તેનું મુખ ન્યાળીને તું, થાતો રખે મુગ્ધજ માનીલે તું.
ભ્રાંતિ વિષે તું ભૂલીને ભમીશ, આમુખ શું? ભ્રાંતિનું જાણી લઈશ.

તોટક.

કર ચુંબનની અભિલાષ જરી, કયમ રાજી થવું મુખ માંસ ધરી
નહિ ગાલ સુમાણિક્ય તુલ્ય ગણો ન ગુલાબસમા, વિષ મોં ન ધરો.

મનહર છંદ.

કામરૂપ જ્વર થકી કરમાતો કોઈ જન
સુંદર ભ્રકુટી વાળી સુંદરીના આસ્યને
ધારી ધારી જોનો હોય તૃપ્ત તોય તે ન થાય
સાધી લેશે સેજે તે તો સોંધા સર્વ દાસ્યને ૧
સુંદર ભ્રકુટી માંહી ભોળવાયો ભોળો જન
પછી બાકી રાખશે ન કાંઈએ કચાસને
પંજરમાં પુરાયેલો પ્રાણી તેથી ચેતને છે
દીનબંધુ દેવ તણા દુર્બળ રે દાસને.

---

૧ આકાર=સુંદર મુખ, બીજો અર્થ એવો છે કે, સાથે છે આ એવું મુખ એટલે ભ્રાંતિનું આમુખ ( આરંભ ) ૨ ચુંબન કરતાં ગાલની માંસ પેશીઓ મુખમાં ધરવી પડે છે તો કયો ધર્મ ભ્રષ્ટ મુખમાં માંસ ધરીને રાજી થશે. ૩ ગાલ લાલ હોય પણ તેનું મૂલ્ય ગુલાબ સમાન પણ ગણુમાં અને એ ઝેરમોંમાં નાખમાં એમ કહેવાની અહીં મતલબ છે. આસ્ય=મોઢું.

દોહરા.

ધર્મ ધન વામાંગીના, વદન વને ન સુહાય
રાગાદિક ચોરો થકી, સઘળું વિત્ત હરાય.
દાડમકળી સમ દાંતને, ગણી રાચે પરમાંહ્ય
નારકી જીવ નરકે પડે, લખ ચોરાશી જાય.

ધન્યાશ્રી.

ચિત અરે હરખાય, કામીનું, ચિત અરે હરખાય. ટેક.
ખરે અહીન તે અધરજ દિસે, પર્વતની ઉપમાય-કામીનું
ભવાટવીના ઘર પર્વતમાં, ગોથા તે બહુ ખાય-કામીનું
નિર્મળ નેકીની શુભ નાકા, ઝટ ઝટ ભાંગી જાય-કામીનું
અધર લુબ્ધ થનારો ન્યારો, પ્રભુ પદથીજ તજાય-કામીનું

દોહરા.

તરલ[ર] તરલ કુંડલ, યુગલ શાંતિ દાહક કુંડ;
જાણી દૂર જતો રહે, આત્મા હે મતિ મુંઢ.
બે કુંડલથી બે દશા, શોક કામની જેહ;
વિરહ યોગમાં જાણીને, બચાવ તારો દેહ.

ધન્યાશ્રી.

નથી સાર અહીં કાંઇ, ભવિકજન, નથી સાર અહીં કાંઇ—ટેક
સ્ત્રીના સારગલ અર્ગલ માનો, મુક્તિ માર્ગ માંહ્ય—ભવિક
સ્ત્રીના સ્તનને કનક કલશની, ઉપમા વ્યર્થ અપાય—ભવિક
સ્તન સ્પર્શથી ધર્મ સ્પર્શના, હાથથી તું તો હણાય—ભવિક
પીનોન્નત સ્તન તટ મૃગાક્ષીના, નરહિત અપૂર્વ મનાય—ભવિક
સમજો શાણા સ્તનતટ અસ્તતટ જ્ઞાન તણા બેભાઇ

હરતધાન દઈને એ સ્તનને, સુકૃત તું'થી ન થાય —ભવિક
કામરૂપી હસ્તિથી ઉતરો, તો ભવપાર જવાય—ભવિક

દ્રુતવિલંબિત વ્રત.

ભુજ તરુણી તણા શુભ ના ગણો, નથી ભુજા પણ એજ ભુજંગ છે;
સરપ સ્પર્શથી ચૈતન્ય નાસતું ત્યમ ભુજા સ્પર્શે શુન્ય સૌ થતું.

નારાચ વૃત.

બહિર પ્રાણનો વિનાશકાર સર્પ કંઠમાં
કદી ભલે પડે તથાપિ સ્ત્રી ભુજા પડોજ ના
સર્વ જ્ઞાન ધર્મ ચેતના ભુલાવનાર તે
ગ્રહો ન બાહુથી કદીય ચિત્તહાર નારને.

દુમિલા છંદ.

કરકંકણ બંગડી ચુડી કડાં ઘુઘરી વળી વાંક સુવર્ણતણાં,
સજી આંગળીએ વીંટી વેઢ અને ઠમકે પગ ઝાંઝર કાંબી ઘણાં;
ચિતહારક નાર વસે સમીપે તદરૂપ કદાપિ ચિતે ધરશો,
સુખવાંછિત સર્વ વિદાય થશે ભવમાંય પછી ભટકી મરશો.
ભુલવે વળી ભાન હણે મતિને રતિ રંચ ન ઇશ વિષે ધરશો
નીવિ બંધન બધ કરે ચિતને ભવમાંય પછી ભટકી મરશો.
કંઇ સુંદરી સુંદર ઉદરને નીરખી નર રાસભ ના હરખો
નથી ઉદર ૧ તે ભયથી ભર છે જ્વર કામ તણી ભૂ પછી પરખો
ધરી નાભિ ચિતે અહિ નાભિસમી લપટયા જનતો રખડી પડશો
ગણશો કદી જો અમીકુપ તમે ભવકુપ વિષે પડીને મરશો.

ઉપેંદ્રવજ્રા.

મૃગાક્ષીની જાંઘ દગે નિહાળી, રખે મનાતો જીવ ભાગ્યશાળી;
જતા રહે હંસજ મેઘ ન્યાળી, જતી, રહેશે સુમતિ તમારી.

હરિગીત.

નુપુર નથી પણ પુર છે રાગાદિ શત્રુનું ખરે,
નુપુર તણા ઝણુઝણાટથી ભૂલો રખે જીવ તું પડે.
એ ચરણ ભૂષણ, મરણ દૂષણ માની મિત્ર ન મોહજે
શત્રુ તણા એ પાસમાં ફસતો નહિ દૂર તું જજે.

ઉપજાતિ.

આ તો દિસે શસ્ત્રી સુજાણ જાણ, એતો હણે ધર્મ વીરો મહાન
જીવાડતી કામરૂપી કીડાને મરાવતી મુક્તિ મતિ હીરાને.

દોહરા.

ચિત અવસિત વધુ જોમને, થા નહિ તું તો લુબ્ધ;
મનમથ રથની ધૂ ગણો, માનો નહિ મેહબુબ.
મનમથ રથ મગ માર્ગમાં, ખેંચે નવઢા નાર;.
પડી નરક કીચ કાદવે, હરખે હાય ગમાર.

કવિત.

અનલસદષ્ટિ થકી અનિમેષ નિરખતી
નાર ચિતહાર જોઇ રાચતો ગમાર તો
કંચનવરણી કાયા કાંતિએ પ્રકાશમાન
સુંદરી નિહાળી સારી મોહે છે અપાર તો
ચારિત્રને બાળનાર શમતા સંહારનાર
અનલ સમાન માન દષ્ટિપાત નારનો
પરનાર ધરનાર દુખકાર સુખહાર
માની સુખમાં વસે છે ત્યાગી જે સંસારનો.

દ્રુતવિલંબિત.

વિષય ભોગ ગણો વિષ ભોગ આ ધરમ ધ્યાન કરી જીવ શાંત થા.
અમલ વાંછક જીવ જઇશ માં નવીન નાજુક નાર સમીપમાં.

## શિખરિણી

સ્મર ક્રીડા કુંજે અધર મધુ પીતા પુરૂષ જે,
વળી જેઓ માને, મુખ કમળ માધુર્ય અતિશે;
ખરે તે પામે છે મધુકર સમું કષ્ટ સઘળે
મરે તે મુંઝાઇ, મધુરફળ માની રસ વિષે.

## શાર્દૂલ વિક્રીડિત.

ક્યાંથી આ કોકિલનો સ્વર રૂડો આવે અહીં કાનમાં
જાણે અમૃત રેડતો, મુજ તણાં શાં છે રૂડાં ભાગ્ય આ
હા હા આમ્રવને હશે જરૂં તહીં, ભૂલી ગયો ભાનને
ઉઠયો તેહ ઉતાવળો ઉતરતાં ઉંડી પડયો આંગણે
ગાતાં ગીત ધીમા ધીમા સુર થકી તારૂણીએ સાંભળ્યું,
આવ્યો ક્યાંથી અવાજ આ મનુષ્ય કો ભૂમિપરે ઢળી પડ્યું;
આવી ઉભી રહી જુએ તહીં અરે શુદ્ધિ નકાંયે અરે
મુગ્ધા મુખપરે થઇ પવન ત્યાં વાતાંજ જાગ્યો ખરે.
ધારી આમ્ર રસાલને નિરખતો ડાળો હિસે બે ભલી,
ભૂલ્યો ભાન બધુંય તે મૃદુ સ્વરે કામી શકયો ના કલી.
આમ્રે આ ફળ બે લચ્યાં જે રૂડાં એવું બકયો બાવરો
ક્યાંથી સંભવ આંહી આમ્રફળનો કાંયે ન તે તો કળ્યો
મુગ્ધા મુખ મરોડીને જતી રહી બેઠો થયો બાવરો
ભાગ્યાં કેડ અને વળી પગ તહીં તેથી ઉઠી ના શકયો
ભાગ્યું તન અને વળી મન બધું માંદો પડી તે મુઓ,
જોઇ આ દૃષ્ટાંતમાં જીવ ભલા મુકિત, મતિ કાં ખુઓ.

તોટક. ×

કુટીલા કચશ્યામ કદી નિરખે, હઠડું તદપિ જરી ના હરખે,
ગણું વેણી વિશાળ ભુજંગ સમી, નખરાં નિરખું ન, થકું અનમી.
નહિ ભાલ વિષે નહિ ચંદ્ર વિષે, નહિ ગાલ ગુલાબી વિષે ભ્રૂવિષે
નહિ કંઠ વિષે નહિ હોઠ વિષે, ન કપોત સમી કદી કોટી વિષે
ન ભુજા ન કુચે ઉદરે ત્યમ ના, નહિ નાભિ નહિ નીવિ બંધનમાં
ન નિતંબ વિષે નહિ જાઘ વિષે, નહિ નુપુરમાં નહિ પાદ વિષે
નહિ નીલમ માણુક કાંતિ વિષે, રસિકા રમણી ગહુરાંગ વિષે
કમલિની મૃગી તનવી તનમાં, નહિ ભામિની માનિની કામિનિમાં
ગજગામિની યામિની યુવતીમાં, ન નવોઢ પ્રગલ્ભ ન પ્રેમદમાં
સરલે તરલે ચપલે અબલે, ન સરોરૂહમા નહિ ચંદ્રમુખે
અમીદા મધુરી મનહારી વિષે, નહિ હંસની ચાંદની પોયણીએ.
ન રમા ન કિશોરી ન કંચનીમાં, પ્રમદે, કુમુદે, નહિ માનદમાં;
ચિત જા નહિ તું કદીએ જરી, વીરવંદન બ્રહ્મ વિષે ભળીએ.

સ્નિગ્ધાનો આ પત્ર પેલા ઘરડા ધુવડે વાંચ્યો પણ તેને કંઇ અસર ન થઇ. તેથી સ્નિગ્ધાએ નામદાર મહારાજા સાહેબ પર કન્યા વિક્રય બંધ કરવાની અરજી મોકલી તેમજ કુમારપાળરાજાએ દયાના સંબંધમાં કાઢેલા હુકમોની નકલ ', પણ મોકલી.

(ઉપજાત) કુમારપાળની અમારિ ઘોષણા.

"વધી ગયાં પાપ પ્રચંડ ભારે, અમારિ ઘોષા વગડાવ્ય આજે;
પ્રધાન જા સઘ બજાવ્ય સેવા" કુમારપાળે કથિયું કૃપાળે. ૧
"મહીપતિ શિર ચડાવું આજ્ઞા" પ્રધાન બોલ્યો "કરૂણાળ રાજા
કરો સદા પાલન જે ઉચારો, થશે સદા પાલન શું? વિચારો" ૨

---

× ઉપરના દષ્ટાંતથી તથા આખું આ કાવ્ય વાંચી મહાશયો જે પ્રતિજ્ઞા કરે તે આ તોટકમાં જણાવી છે.

× તથાપિ અભ્યુદય ત્યાં સુહાતો.

"પ્રધાનો હું જોઇ શકું ન દુઃખો, પશુ બિચારાં ભયત્રસ્તનાં કો"
નડે ન કાંઇ તૃણ માત્ર ખાયે, છતાંય પ્રાણો પશુનાં હણાયે; ૩
રક્ષા કરૂં જો જન જીવની હું, કરૂં ન કાં કે પશુ પક્ષીની શું ?
નડે ન કોને જીવ જે બધાયે, રક્ષાય રાજ્યે નહિ તે હણાયે." ૪
પ્રધાન બોલ્યો મન મોદ ધારી "સ્વીકારૂં છું આપ તણી સુઆજ્ઞા
તથાપિ પૂછું અતિ નમ્રતાથી, ખુની જનોને કરવી શું શિક્ષા" ૫
"પ્રધાન ! તું કાં સમજે ન ધર્મ, દયા અને ન્યાય તણો સુમર્મ
ચડાઇ કો રાજ કરેજ જ્યારે, કહે શું સામો નહિ થાઉં ત્યારે. ૬
થઇશ સામો રણયુદ્ધમાં હું, લડીશ પ્રાણાંત સુધી ધુમીશ;
તથાપિ થાયે નહિ વ્રત ભંગ, પ્રધાન એ ધર્મ તણો સુમર્મ. ૭
નહિ પડાવી લઉં દેશ કોના, નહિ લડું શાંતિ સુસ્નેહકાળે;
તથાપિ જે કો યુદ્ધને જગાડે, બજાવું હું ભૂપતિ ધર્મ ત્યારે. ૮
કરે ખુનો જે જન આંહી દેશે, થશે સજા ન્યાય પ્રમાણ તેને
પરંતુ મુંગા નિર્દોષ પ્રાણી, હવે હણાયે ન કદીય આંહી. ૯
ખોરાક માટે પશુ જે હણે છે, તે રોગ આગાર ટીલે ચણે છે;
પાશેરનું પેટ ભરાય શું ના, વનસ્પતિથી વદ હે પ્રધાન ! ૧૦
આહાર છે માંસ તણો કનિષ્ટ, સાધો દુઃખે થાયજ પક્ષ ઘાત
સાત્વિક ને શુદ્ધ નિરોગી ખાણું, વનસ્પતિનું વઇદે વખાણ્યું. ૧૧
વડા તપે થાય પછી શિકારે પડે પતાળે બહુ પાપ ભારે;
પશુ અને પક્ષી વિષેય આત્મા, સમાન છે મંત્રી ! બજાવ્ય આજ્ઞા ૧૨
ગણું હું જીવો સહુ આતમધારી, મનુષ્ય પક્ષી પશુ ઉપકારી;
પ્રધાનજી ! જાઓ સ્વીકારી આજ્ઞા, અમારિ ઘોષા જલદી વજાડો" ૧૩
"કરો મને માફ મહાન રાજા, રહ્યો મને સંશય એક હાવાં:
કરો દશેરા દિન જેહ હોમ, પશુ બિચારાં બકરાંનું કેમ." ૧૪

"થશે ન કાંતેશ્વરી કાજ હોમો પશુ બિચારાં ભય ત્રસ્તનો તો
ઘણુાય રાજ્ય નથી હોમ થાતો, તથાપિ તેનો દિન ચડિયાતો× ૧૫
થશે હવે હોમ સુરીતિવાળો, હોમીશ તેમાં મનના વિકારો;
અર્પીશ ત્યાં મોહમદાદિ ખામી, રક્ષીશ હું રાજ્ય પ્રજા વિરામે. ૧૬
કર્યા ગુના શું પશુએ અમારા. હણાયજે હોમ વિષે બિચારા;
હતા સહુ કો સમયે પશુડાં, થયા સુપુણ્યેય મનુષ્ય રૂડાં. ૧૭
હવ દયા અંતર માંહિ દાખો, દઈ અભેદાન સુપ્રેમ રાખો;
દિયો બળિદાનજ દુર્ગુણોનાં, કરો કરાવો નિત્ય બોધ એહ. ૧૮
અપાવવું મારી હયાતી માહે, હવ બળિદાન ન કો જીવોનું;
કરો ઉલ્લાસે સહુ જીવ હાવાં, ઉભો તમો રક્ષણુ કાજ રાજા. ૧૯
પ્રસારવો સર્વ સ્થળે સુપ્રેમ, પ્રસારજો સર્વ સ્થળેય રે'મ;
થજો સદા સર્વ જીવોનું ક્ષેમ, ચહો સહુ નિત્ય સુપ્રેમ એમ. ૨૦
ગુણાનુરાગી જન સર્વ થાઓ, સહુ પ્રતિ સહુ સમભાવ ભાવો;
મતિ નીતિ સમ્યક આચરીને, દીપાવજો ગુર્જર ભૂમિ પ્રેમે. ૨૧
પ્રધાન હું તો સમજ્યો હવે છું, સુધર્મનો મર્મ દયાર્દ્ર ચિતે;
હજી તને હોયજ કાંઈ શંકા, પૂછી પછી પૂર્ણ બજાવ્ય આજ્ઞા. ૨૨
કૃપાળુ રાજા અધિરાજ આજે, કર્યો મને પૂર્ણ કૃતાર્થ આપે;
કરેલ આજ્ઞા શું વિચારી આપે, હવે બધું તે સમજ્યો ખુલાસે. ૨૩
કૃપાળ આપે વદીયું નૃપાળે, સ્મરીશ તે હું સહુ પૂજ્ય ભાવે;
રહી દૃઢીભૂત સુધીર વીરે, પ્રકાશિયું તે સહુ મ્હારે શિરે. ૨૪
હવે કરો કાંઇ ન ઢીલ સુજ્ઞ, અમારિ ઘોષા વગડાવ્ય સદ્ય;
કહી તહેત્તિ સુપ્રધાન ચાલ્યો, સ્વીકારી આજ્ઞા નિજ માર્ગ ચાલ્યો;૨૫
કૃપાળુને ન્યાયી કુમારપાળ, ગરુ ગિરા માહણુ નીતિ પાળ.

---

+ અધીશ જે દેશ અઢારનો છે.

સહુ જીવોનો શુભ રક્ષપાળ, ચુલુક્યનું કુળ ઉજાળવનાર; ૨૬
ચુડામણિ જે નૃપચક્રનો છે, અધિશ જે ગુર્જર ભુમિનો છે; +
સુરાજ રાજેશ્વર ભાગ્યવાન, કરે પ્રજાને પ્રિય ફરમાન. ૨૭
સદાય રક્ષો જન સર્વ પ્રાણી, કરો નહિ કોઇ જીવોની હાણી;
જીવો બધાને પ્રિય સુખશાતા, તમો અમોને સુખ પ્રિય ભાતા. ૨૮
હણો હણાવો નહિ કો જીવોને * લખ્યું પ્રધાને સહુ પત્રમાં એ;
લખ્યા બધે દંડપતિ પ્રતિતે દયાતણા હુકમ પ્રેમ ભાવે. ૨૯
અમારિ ઘોષા નગરે વગાડી, દયા જનોના ચિતમાં જગાડી;
વસ્યો સહુ ચિત કુમાર પાળ, થયો ચિરંજીવી ભલો નૃપાળ. ૩૦
રહે જહાં સુધી સુલેખ વિદ્યા, રહે રૂડાં રાજ્ય પ્રજા હયાત;
રહે મનુષ્યત્વજ ત્યાં સુધી તો, ચિરંજીવી છેજ કુમાર પાળ. ૩૧

* રિનગધાને વિનય શિખવવાને તેના બાપે લખ્યું કે—

દોહરા બાહ્યાંતર સંજોગથી, મુક્ત ભિક્ખુ અણગાર
વિનય પ્રગટ તેનો કરૂં, સુણો ક્રમે હિતકાર. ૧
ગુરૂની આજ્ઞા પાળતો, રહે ગુરૂની પાસ;
અણુસારે મન ઓળખે, વિનીત શિષ્ય તે ખાસ. ૨
આજ્ઞાને નત્ર પાળતો, અરિ સમ દુર રેનાર;
અજાણુ તત્વે, ગુરૂતણું કાર્ય નહિ કરનાર. ૩
કોહેલ કર્ણી કુતરી કાઢે સૌ ઘર બ્હાર;
તમ અવિનીત વેરીને, કાઢે સંઘ બહાર. ૪
સુંદર તાદુલ ત્યાગીને, સુવર વિષ્ટા ખાય;
પશુ તુલ્ય એ મૂરખો, કુશીલી અવિનીત થાય. ૫
શ્વાન સુવર, અવિનીત તણા, દષ્ટાંતો સુણી જોય;

× વળી લખ્યું સર્વ કુમારપાળે, કહેલ સંવાદ વિષે જે;

વિનય વિષે મન સ્થાપતો, આત્માર્થી જે હોય. ૬
વિનય પાળતા વિનયીને, પુત્ર ગણે ગુરૂ ઉર;
એ મોક્ષાર્થી શિષ્યને, કદી કરે નહિ દુર. ૭

શાંત અલ્પભાષી વિનીત, શીખે યુક્તિ અર્થ;
હેય જ્ઞેય ગુરૂ શીખવે, તજવે ગ્રંથ અનર્થ. ૮
શિક્ષાથી કોપે નહિ, રાખે વિનીત ક્ષમાય;
કરે ન સંગત ક્ષુદ્રની, તજતો હાસ્ય ક્રોડાય. ૯
ચંડ ન થા નવ ક્રોધ કર, કે' ગુરૂ જુઠ ન ભાષ;

દ્રવ્ય ભાવથી એકલો, કાળે કર અભ્યાસ. ૧૦
કદી ન જુઠું બોલતો, ક્રોધે પણ ન વિનીત;
કર્યું ક્યાંને કે' ન કે' અણુ કીધેલ ખચીત. ૧૧
ગળીઆ ઘોડા તુલ્ય તે ચાબક નવ વાંછેય
કુલીન અશ્વ સમ સહજ તે, પ્રમાદને વર્જેય. ૧૨

ઉપજાતિ–ગુરૂ તણા વેણુ ન સાંભળે જે, વદે જીભે વાણી જુઠી વળી તે;
મૃદુ ગુરૂનેય કરેજ ક્રોધી, વના વિનાનો શિષ્ય એ અબોધી. ૧૩
ગુરૂતણું જાણી લીએજ મન, કરે સહુ કાર્યજ શીઘ્ર ધન્ય;
ગુણે કરીને ગુરૂરાજ રાખે, વિનીત તેને સહુ લોક ભાખે. ૧૪
બોલાવ્યે સત બોલતો, બોલે જોતાં વેણુ;
ગુરૂ વચન સાંખે, ગણે, વિનય પ્રિય સુખદેણુ. ૧૫
દમન યોગ્ય છે આતમા બેશક છે દુર્દમ્ય;
આત્માને દમતો સુખી, અત્ર પરત્ર સુગમ્ય. ૧૬
પ્રગટપણે કે મન વિષે, વિનીત ન કરતો રીસ;
કઠણ વચન ગુરના છતાં, સરખે હર્ષે શિષ્ય. ૧૭

સાથે આગળ પાછળે, ગુરૂને સ્પર્શી દેહ;
વિનીત ન બેસે, આપતો ઉઠી ઉત્તર એહ. ૧૮
ચરણ પસારી ન બેસતો, ગુરૂની સમીપે એહ;
સમીપ બાજુ નવ બેસતો વાળી પલોઠી તેહ. ૧૯
બોલાવ્યે અણુબોલતા, માંદા હોયે તોય;
કૃપા પાત્ર મોક્ષારથી, ગુરૂની સમીપે હોય. ૨૦
એક અનેક સમે જતો બોલાવ્યે ગુરૂ પાસ;
આજ્ઞા ધારે ધીર એ, આસનથી ઉઠી ખાસ. ૨૧
આસન સંથારે વસી, પૂછે ન પ્રશ્નો જેહ;
જોડી ઉભયકર ગુરૂ કને, આવી પૂછતો એહ. ૨૨
વિનીત શિષ્યને સૂત્રને, અર્થ તદુભય જેહ;
યથાશ્રુત ગુરૂ શીખવે, આણી અધિકો નેહ. ૨૩
ક્રોધ તજે માયા તજે, તજે જુઠ સંદેહ;
ભાષા નિશ્ચયકારિણી, સાધુ નવ બોલેજ. ૨૪
વિણ પ્રયોજન અર્થ કે, સાવદ્ય કેં નવ વેણ;
સ્વપરને અર્થે કદી, મર્મ વચન બોલે ન. ૨૫
કોડ, શુન્ય ઘર, સાંધ્યમાં, રાજમાર્ગ મોઝાર;
નાર એકલી સાથ ત્યાં, બોલે નહિ લગાર. ૨૬
કઠણ મૃદુ વચને ગુરૂ, આપે જે શિક્ષાય;
હિતકારી જાણી શુણે, માને શુભ સુખદાય. ૨૭
કઠણ મૃદુ સૌ હિત ગણે અનુશાસને વિબુધ;
દ્વેષ કરે શુણી વચન એ, અવિનીત જેહ અબુધ. ૨૮
કઠણ વચન ગુરૂ શીખ શુભ ગણતો હિમતવાન;
ક્ષમા પુનિતતા આપતી, પ્રજ્ઞાદિક પદ સ્થાન.

અવિનીત મુરખો એ વચન, માને અવળા બેશ.
અહિતકારી વચનો ગણી, કરે ગુરૂનો દ્વેષ. ૨૯
નિશ્ચળ આસન બેસતો, ગુરૂથી નીચે જેહ;
કર પદ હાલે ના, ઉઠે વિના પ્રયોજન એહ. ૩૦
કાળે આવે જાય તે ગોચરી કરવા કાજ;
કાળે કાળ સમાચરે અકાળ કરતો ત્યાજ. ૩૧
જમણુવારમાં જાય નહિ, ગ્રહે અદુષિત આ'ર;
યોગ્ય સમે આરોગતો, પાળી સૂત્રાચાર. ૩૨
માગણુ ગૃહી ઘર હોય જો, પેસે નહિ તે વાસ;
ઉભો રહે એ એકલો, ઉભે ન નજરે પાસ. ૩૩
દાતાની પાસે, ઉંચે, નીચે, ઉભે ન દુર;
પ્રાશુક પરકૃત આ ર તે ગ્રહે સંયતિ શુર. ૩૪
બીજ પ્રાણી સંવૃત્ત નહી, એવો શુદ્ધ અહાર;
સમ આચારી સાથ તે, જમનો રહી હુશીયાર. ૩૫
સુકન્યાકૃત પાક, વાહા ભોજન ભલુ, રૂચીર;
જમતો વદે ન એહવાં, સાવજ વેણુ સુધીર. ૩૬
શીખ દેતાં સુશિષ્યને, ગુરૂજી રાજી થાય;
શુભ અશ્વને ખેલવી, જેમ સ્વાર હરખાય.
ગળીયા હયને ખેલવી, ખેદીત થાય સવાર;
શીખ દેતાં અવિનીતને, ગુરૂજી થાય ખુવાર. ૩૭
પ્રહાર ગુરૂનો ના સહે, જેથી નીજ હીત ક્ષેમ;
ગુરૂ પાપી છે આકરો, અવિનીત માને એમ. ૩૮
પુત્ર ભાઇ કે જ્ઞાતી સમ, શીક્ષા મુજને દેય;
એમ માનતો વિનીત પણ અવિનીત અવળું લેય. ૩૯

વિનીત શિષ્ય ગુરૂ છિદ્રને, કદી ન જુએ ક્યાંય;
ગુરૂ આત્મા નવ કોપવે, ઘાતક કદી ન થાય. ૪૦
કોપ શમાવે ગુરૂજીનો, મીઠાં વચને દાંત;
ક્ષમા માગતો વાંકની, જોડી કર એ શાંત. ૪૧
દશ વિધ ધર્માદિ ગ્રહી, પાળે નીજ વ્યવહાર;
થાય ન નિંદા, પાળતો. પાપદલન આચાર. ૪૨
વચન થકી જાણી લીયે ગુરૂનું મન ગત કામ;
તરત કરે કાયા વડે, પુરણુ કામ તમામ. ૪૩
અણુપ્રેર્યોને સઘ એ, કરતો ગુરૂનું કામ;
ગુરૂ પ્રશંસા બહુ કરે, થાતાં કામ તમામ. ૪૪
-વિનયતણા ગુણુ જાણીને, ડાહ્યા વિનયી થાય;
વાધે જશ સુકૃત્યથી, જગ આધાર મનાય. ૪૫
નમન કરી પછી શીખતો, પામી ગુરૂ પ્રસાદ;
મુક્તિદાઇ શ્રુત જ્ઞાન તે, વિનીત શિષ્ય આબાદ. ૪૬
સત્શાસ્ત્રો સંદેહ વીણુ, શીખે વિનીતજ શિષ્ય;
ગુરૂ રૂચી સમ પાળે વળી, ધર્મ યતિ દશ વીધ. ૪૭
સમાધીવંત થઇ વલિ, તપ ઘુતી ઝળકાર;
ગ્રહી, પંચમહાવ્રતને પાળે, રહો હુશીયાર. ૪૮
પુજાય દેવો જન થકી તજે મલીન શરીર;
અલ્પકર્મી મહાદેવ કે, થાયે શાશ્વત સિદ્ધ. ૪૯



# પ્રકરણ ૯ મું

## કનકચંદ્રની મુંઝવણ.

કનકચંદ્રનું વિશ્રાન્તિ સ્થાન કીર્તિચંદ્ર હમણાં વિમલપુરના રાજા વિમલસિંહનો હજુર કારભારી નીમાતા ઉંચે દરજ્જે ચડી ત્યાં ગયો હતો. ફક્ત કીશોરીચંદ્ર રહ્યો હતો પણ તે પરતંત્ર હતો. વળી તેની સાથે કીર્તીચંદ્ર જેવો જીવ હળીમળી ગયો નહોતો. તેથી કનકચંદ્ર ત્યાં જવા માટે અચકાતો. વનીતાના રૂપમાં મોહાન્ધ થયેલા અને તેની ખરેખરી નોકરી બજાવતા દબાયેલા વેણીલાલે અંતે એક સ્ત્રી રસોઇ કરી ખવડાવનારી અને એક સ્ત્રી ઘરનું કામકાજ કરનારી રાખી લીધી અને હવે વનીતા બાઇ શેઠાણી થયાં તેનો મંદવાડ જતો રહ્યો. હવે તે હાલવા ચાલવા ને હુકમ બજાવવા લાગી સૌ શેઠાણી કરીનેજ બોલાવતું તેથી માનના અભિમાનમા ઉછળવા લાગી. હવે તેણી વિચારવા લાગી કે મારો ધણી તો જેટલુ પાણી પાઉં એટલુંજ પીએ છે પણ હજુ કનકચંદ્ર બીલકુલ વશ થયો નથી. માટે ગમે ને ભોગે તે ગમે તેવા સારાનરસા ઉપાયે તેને મારે વશ કરવો.

દુષ્ટ વનીતાએ વેણીલાલના ઘરની સ્થિતિ બદલાવી નાંખી. કરકસર તો બીલકુલ રહીજ નહિ દુકાનનો વ્યાપાર રોજગાર સાવ મંદ થયો. ઉઘરાણી સર્વ ખોટી થઇ. દુકાનના નોકરો પગાર નહિ મળવાથી ચાલતા થયા. હળવે હળવે ઉડાઉપણું વધતું ગયું. ખર્ચ બમણું ત્રમણું થયું. અને વનીતા, વેણીલાલના ઘરમાં માતેલ સાંઢ જેવી થઇ પડી.

કનકચંદ્રે આવા રંગ ને ઢંગ જોઇ પોતાના પિતાને સમજાવવા

માટે એક દિવસે દુકાન ઉપર ખાસ કંઇ હિસાબને બાને તેડાવ્યા હમણાં વેણીલાલે કદી દુકાનનું મ્હોડું જોયું નહોતું. વેણીલાલ દુકાન ઉપર આવ્યા. હિસાબ સંબંધી વાતચીત કરી રહ્યા પછી કનકચંદ્ર પુછવા લાગ્યો કે હે પિતા, આપણા ઘરની સ્થિતિ મ્હારી જનેતા માતા જીવતા હતા ત્યારે કેવી હતી અને અત્યારે કેવી કઢંગી થઇ પડી છે તેનો કશો ખ્યાલ આવે છે ખરો ? તમો મારી નવી માતાના ઉપર સર્વ વિશ્વાસ રાખી તેના કહેવા પ્રમાણે કરો છો પણ તેનું કથન વિવેકી ને સન્માર્ગે દોરનારૂં નથી તે ચોક્કસ માનજો. વેણીલાલે કહ્યું કે તું તારી માનું ભુંડું કરવા અને નિંદા કરવા ખરેખર તૈયાર થયો છું. તારી માતા કદી પણ અણુઘટીત કરેજ નહિ. તેના સ્વભાવની બીલકુલ તને ખબર નથી, તેના ગુણનું તને પારખું નથી, તેની ચતુરાઇનું તને બીલકુલ ભાન નથી. તે સર્વ સાથે માયાળુપણે વર્તે છે છતાં તું તેને વખોડે છે તે તદન અયોગ્ય છે. કનક કહે, પિતાશ્રી આપનું ભોળપણું ક્યાં સુધી રહેશે ! ભોળા પિતાશ્રી હજુ પણ ખ્યાલ કરો, ચેતો નહિતર તમારી શ્રીમંત સ્થીતિ બદલાઇ જવી છે. હે પિતાશ્રી મારી માના કહેવા પ્રમાણે ખરચ બહુ કરો છો પણ સુખનું મુળ કરકસર ને દુઃખનું મુળ ઉડાઉપણું એમ નક્કી સમજજો હે પિતાશ્રી તમો જરા પરીક્ષા કરો અને તેનું પરિણામ પ્રત્યક્ષ દેખો. વેણીલાલ કહે, ઉઠ ઉઠ ઘેલા. પરીક્ષા વળી શું જોતી હતી. વનીતામાં કંઇ ફેર પડે ખરો, તારી બુદ્ધિ અવળી થઇ લાગે છે. નહિતર અવળા વિચાર આવેજ શાના. આવું ખોટું સાલ કોણે ભરાવ્યું ? હું તો જાઉં છું. તારી મા બીચારી એકલી હશે વળી રાત્રી છે માટે મોડી રાત્રી કરવામાં ફાયદો નહિ એમ કહી પોતે ઘર ભણી રવાના થયો.

વેણીલાલ ઘેર આવીને જુએ છે તો વનીતા ગંભીર વિચારમાં આંખમાંથી આંસુ લુંછતી ઉભડક પગે ગાલે હાથ દઇને બેઠી હતી. આ વખતે તેનો ચહેરો ઉદાસ દેખાતો હતો બોલવાની બીલકુલ શકિત છેજ નહિ એમ દેખાઇ આવતું હતું. આ સર્વ જોઇ વેણીલાલ વનીતાની પાસે જઇ લાડ લડાવતો હોય તેમ મનાવવા લાગ્યો. ઓહો, શશીવદની, સુખકર, હૃદય હારિણી શ્યામા આજે કેમ આમ બન્યાં છો. શું મ્હારા વિજોગથી આમ બેશુદ્ધ બની ગઇ, ચાલ ઉભીથા. ત્હને પુછીને વાત કરૂં, ત્હારા વખાણ કરૂં, તારા કહેવા પ્રમાણે વર્તતાં છતાં ત્હારૂં કમલસમ મુખ શોકમાં ને શોકમાં. કદી આનંદનાં દિવસ ગુજારવાનું તો ત્હને ગમતુંજ નથી. ત્હને પરણીને ઉલટા દુઃખમાંજ બેઠાં. પરણવાનું કારણ માત્ર સંસાર સુખજ. વનીતા ઉકળતે શ્વાસે ચીડાઇને બોલી. હું પરણીને બે વરસ થયાં તમારા ઘરમાં આવી પણ કદી તમારા તરફનું સુખ દીઠું જ નહિ. આ હમણાં માંદી પડી અને જ્યારે યમનેદ્વાર ચાલી જતી હતી ત્યારે તમોએ કામ કરવા બાઇ રાખી તેમાં નવાઇ શી કરી? આ તમારા લાખો રૂપીઆ કયે દિવસે કામ આવશે. ગામમાં શ્રીમંતાઇની મોટી મોટી ધજાઓ ચડાવી છે અને ઘરમાં હાંડલે હાંડલાં વઢે છે. વળી તમારા દીકરાને બાપુ બાપુ કરીને ચડાવી દીવો છે જેથી મ્હને તો તણખલાને તોલે ગણે છે અને મ્હારા વચન માનતોજ નથી, વળી ઉલટો ઠપકો આપે છે અને કહે છે કે આમને આમ ખોટાં ખર્ચ કરીને અમારૂં ઘર ભીખ માગતું કરશો. કહો જોઇએ એવું મેં શું તમારૂં બગાડયું છે, જો હું તમને પાલવતી ન હોઉં તો મ્હારે પીયર જવાને રજા લઉં છું. કારણ કે આવા આકરા વચન મ્હારાથી સહન ન થાય સમજ્યા કે. હવે મને શામાટે બોલાવો છો!

વેણીરામ કહે, ચુપકર, ઝાઝી લવારી શું કરે છે જેમ આવે તેમ બકબકાટ શું કરે છે. કનકચંદ્ર કહે તે પ્રમાણે કરવું પડશે. તે કદી જુઠી શીખામણ આપેજ નહિ. તે આપણા નગરનો મોટો ઉપદેશક છે માટે તેની વાણી અસત્ય હોયજ નહિ. તેમાં તું આટલું બધું તોફાન મચાવી શું રહી છે? ત્હારૂં ડહાપણ નહિ કામ આવે, સમજી? આ સાંભળી વનીતાએ ક્રોધના આવેશમાં વેણીલાલને ગાળો ભાંડી. વનિતાનો સ્વભાવ બદલાયો અને આગળનો રોફ ધારણ કર્યો " મારા ધણીનો પણ ધણી છે ખરો, ખરૂં કે? પીટયા. તું મને ડરાવે છે અને આંખો લાલચોળ કરે છે. પણ તે મારી પાસે કશું કામ આવશે નહિ. હું કંઇ ત્હારા દબાણમાં નથી કે ત્હારા વેણ સહન કરૂં? ઝાઝી ચાબાઇ કરી તો ઘરડે ઘડપણે વાંઢા રહીશ હવે પૈસો ખરચતાં પણ મલશે નહિ. હવે હું તો આ ચાલી મ્હારે પીયર, ત્હારો મીજાજ હું સહન કરવાની નથી. સમજ્યો. રોયા ત્હારી સાથે મ્હારા કંજુસ બાપે મ્હને કયાંથી પરણાવી. આ કરતાં કુવારાવસ્થામાં મ્હને ઘણુંજ સુખ હતું. આતો કદી હરવા ફરવા જવું નહિ, કેદીની માફક બંધીખાને જીવન વીતાડવું, ત્હને પરણીને કંઇ હાણી માણી નહિ. એમ કહી જેવી ઘર બહાર પગ મુકે છે અને ખાતો જાજે ત્હારા વચનની તીખાશ એમ કહે છે કે તરતજ બુઢ્ઢાએ ખમા ખમા કરતાં બોલાવી. ઓહો? પ્રીયા એટલું કહ્યું તેમાં તો રીસ ચડી, હોય? કહેવાય નહિ ત્હને કે? હશે કનકચંદ્ર છોકરૂં છે કદાચ છોકરમતમાં કંઇ બોલે તેનો ઓરતો આપણે હોયજ નહિ. એનો ધોખો કરવો તે ત્હારી મોટી ભુલ છે. છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહિ. એમજ સંસારના મામલા ચાલ્યા જાય છે. દરિયામાં

રહેવું અને મગર મચ્છ સાથે રૂસણા કરવાનું કામ આવેજ નહિ. હવે ચાલ સુઇ જા. પથારી મેં કરી લીધી છે ત્હારે તે કરવી પડશે નહિ. આમ મનાવી મનાવી ફોસલાવીને પાછી ઘરમાં આણી. પતિ પત્ની સુઇ ગયાં. આ સર્વ વાતચીત કનકચંદ્ર ડેલી બહાર ઉભો ઉભો સાંભળે છે ને જુવે છે ડેલીના કમાડ બંધ હતા. તેમાં સાંધામાંથી આ સર્વ ધતીંગ નજરેનજર જુએ છે. પ્રથમ હર્ષિત થાય છે અને પછી વલોપાત કરે છે. દંપતી સુઇ ગયા એમ જાણ્યું એટલે કનકે બારણું ઠોકયું. વેણીલાલે બારણું ઉઘાડી કનકને અંદર લઇ બારણું બંધ કર્યું કનકચંદ્ર પોતાના સુવાના ઓરડામાં ગયો અને પ્રભુનું સ્મરણ કરી સુતો તો ખરો પણ નિદ્રા આવેજ નહિ પાછળથી થયેલો વલોપાત તેનું રક્ત બાળ્યા કરતો હતો. વિચારમાંને વિચારમાં અર્ધ રાત્રી વીતી ગઇ. બુઢ્ઢાનો પ્રેમ અને નવી વહુનાં નવા નવા રૂસણાં જોઇ કનકચંદ્ર સમજ્યો કે મ્હારા ઘરની પાયમાલી થાય તેવું ભવિષ્ય દેખું છું. પણ હવે કેમ કરવું. અહાહા! જેને સારૂ બે હજાર સોનામોહોર ખરચી તેની નોકરી બજાવવી તેમાં નવાઇ શી? નબળા ગ્રહોએ મ્હારા પિતાના નસીબમાં પ્રવેશ કર્યો છે આધીન તો એટલા બધા થઇ ગયા છે કે પોતે તેનાથી એક શબ્દ કે કાર્ય ઉલટું કરી શકે નહિ. જીજી, જીહા, એક ઉત્તરમા કહેવું પડે છે. જીવ્હાએ જેવું થયું છે. હશે, જેમ ભવિષ્યમાં ભાવીએ લખ્યું હશે તેજ થશે. માટે હે! જીવ હવે સુઇ જા.

## પ્રકરણ ૧૦ મું.

### વિનયની નિરાશા અને સ્નિગ્ધા વિસર્જન.

માણેકચંદ્રે વિનયનો વિચાર કબુલ કર્યા પછી બીજે દિવસે બ્રાહ્મણ પાસે મુહુર્ત જોવરાવ્યું તો હાલ કમુરતાં એક માસના હો-

વાથી બીજે માસે લગ્ન થશે એમ નક્કી થયું. એ એક માસ પણ વીતી ગયો. લગ્ન દિવસ આવી પહોંચ્યો. આજ રાત્રે વિનયભાઇ પરણવાના છે. ગામના દરેક મનુષ્યોમાં હાહાકાર વ્યાપી રહ્યો છે. કોઇ કહે છે કે સ્નિગ્ધા જેવી ગુણીયલ પુત્રી વિનય જેવા ધરડાને સોંપી કચરામાં રત્ન ફેંક્યું. તે રત્નનો પારખનાર ઝવેરી કોઇજ નથી. મહાજનનો પ્રમુખ ( પ્રમુર્ખ? ) પણ વિનયચંદ્ર. એટલે કોઈ તેને મ્હોડે કંઇ કહી શકતું નહોતું. તેમ મહાજનનો પ્રમુખ અન્યાય કરે તે વાત પણ કોઇ સહન કરી શકતુ નહોતું. પણ કરે શું? કેટલાક તો ઠઠા મશ્કરી માટે બજારમાં, કોઇ ચોકમાં, કોઇ શેરીમાં કોઇ અગાસોમાં, કોઇ ઝરૂખે વિનય શેઠનો વરઘોડો જોવા તૈયાર થએલા હતા.

આજરોજે વિનયચંદ્ર વહેલો ઉઠી દાતણ પાણી કરી નાહી ધોઇને નવીન લુગડાંનો ઠાઠમાઠ કરતો અરીસામાં પોતાનું મુખ નિરખતો હતો. વાળ પણ કાંસકો હસ્તકમાં રાખી ઓળતો હતો વળી સુગંધી તેલનું મર્દન કરતો એમ શરીરની સુશ્રુષા સારી રીતે કરતો હતો. આજે તેના આનંદનો કંઇ પાર નહોતો સ્નિગ્ધા બાલા મ્હારી પટરાણી થશે, હું તેનો સ્વામીનાથ થઇશ, સુંદર ઇંદ્રની અપ્સરા જેવી સ્નિગ્ધા મને સ્વામીનાથ નામથી બોલાવી મ્હારી આગળ હસ્ત જોડી ઉભી રહેશે. વાહ ! મ્હારો ચહેરો તેને ઘણોજ પસંદ પડશે આ ધોળી મુછો હમણાંજ શ્યામ કરવા હેરડાઇની બોટલ કાઢું છું આ હમણાંજ અત્તર તથા સેન્ટ કહાડી રૂમાલને સુગંધી બનાવું છું.

આરસી ચટકાળી ત્હારા, અજબ ગુણ અપાર,
આ બુઢ્ઢાને શું શરમાવે, ચંદ્રક રૂડો નથી કપાળ.
મ્હારા ડ્રેસનો જો ઠાઠ, મ્હારા મુખડાનો પાઠ

માણું મઝા વર્ષે સાઠ, કેવા મુછોના તાર. આરસી
(ખામી ખામી મુખથી જપતો, કોઇ ન સુણે મ્હારૂં)
(સગાં સંબંધી ઠપકો આપે, શું થાયે નર્કનું બારૂં)
(પૈસો ડાટયો પેટી પટારે, ચાલ્ય તપાસું જે છે મ્હારૂં)
(ભોળીને ભરમાવી દેતાં, લાલચ કરશે ધાર્યું ધાર્યું)
ચટકમટકથી ચતુરાં ચાલી, આવે મ્હારી પાસે
બીડું બાથ મીલાવું હાથ, ખેલું સાથ, કહેશે નાથ
પ્રીતીના પ્રીતમની પ્રતિમા, સેજ શોભાવે નાર આરસી.

અરીસામાં જોતાંજ જાણે ગાંડો થઇ ગયો હોય એવો દેખાતો હતો, ઘડીક ઘડીકમાં ટાપટીપ બહુ કરતો હતો. ચંદનહાર, ચંદ્રહાર, ઝળઝળજ્યોતહાર, ઉજ્જવલહાર વગેરે નવીન નવીન ઘરેણાંને વેઢ, વીંટી, વાંક, આંટી, પહેર્યાં હતાં. કપાળે સુંદર ચંદ્રમા કુમકુમ કરી લીધેલો હતો આવા ઠાઠમાઠમાં વરરાજાની કશી શુદ્ધ સાનરહી નહોતી અને નવીન જીંદગી માફક ઘેલછા રૂપ ધારણ કર્યું હતું. એવામાં સવારમાં તેની બેન કીશોરી આવી. આવો ભાઇનો ઠાઠમાઠ જોઇ આશ્ચર્ય પામી બોલી કે આજે ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય આ શું કાલની વાતના સોનેરી ગાણા તથા આવાં ચહાતાં ટાણાં, તેમાં મળ્યા નાણા એટલે ભાઇ મોજમા જણાણાં. ચાલ્ય જીવ પુછું તો ખરી ફક્ત મશ્કરી દાખલ. કારણ કે જેણે તે વખત માન્યું નહોતું તે આ વખતે શું માને તેમ છે ! હવે મશ્કરી કરી ખીજવવો. એમ વિચારી પુછ્યું. અહો ! ભાઇ આ શાનો ઠાઠમાઠ રચ્યો છે શું કોઇ લાડી લાવવી છે. તમારા રૂપના ભભકાથી બીચારૂં દર્પણ પણ તમારી તાજુબીના વખાણ કરે છે. લલાટમાં કુમકુમનો ચંદ્ર પણ ખીલેલો છે ભાઇ. આ કાળી મુછો કોની ભાડે લાવ્યા છો? વાહ વાહા કામ

તો ચોવીસ આના થયું. તમારો શોખ તો ધડપણમાં પણ આવો ને આવોજ હો! શોખીન આ વિશ્વ ઉપર આપજ જણાઓછો. હવે વાત તો કરો. આજે શું કાંઇ તમારા જન્મનો તહેવાર છે કે શું છે? કેમ વીરા બોલતા નથી. જરા રોફને તડાકાથી વિનય બોલી ઉઠયો બેન શું આપ અજાણ્યા છો. ગામના દરેક મનુષ્યો જાણે છે કે આજે સ્નિગ્ધા વિનયના લગ્ન છે અને આપ સાવ અજાણ્યા કેમ લાગો છો. આ જગત ભભકાથીજ વાહ વાહ કહે છે તો હવે આ રંગીલો ત્હારો ભ્રાતા વિનય સ્નિગ્ધા સાથે લગ્ન કરી લ્હેર કરશે. સર્વને વ્હેલા મોડા મરી જાવું છે. આવું સુખ ક્યારે માણશું ફરી ફરીને આ નહિ મળે જ્યાં સુધી જીંદગી છે ત્યાં લગી લ્હેર કરીએ. કમાવા માટે કશી દરકાર નથી કારણ કે કુબેરજીના ભંડાર અખુટ ભરપુર છે અને તે કાંઇ મરતાં સાથે આવશે નહિ શું સાથે લઇ જવું છે. જો કે તમોએ મ્હારી આશા પાર પાડી નહિ તો મ્હારા કર્મ સંજોગે મ્હને તે સેજે સેજે મલી ગઇ. સર્વનો બેલી રામ છે. કોઇને નિશ્વાસ નાંખી પાછો કહાડતો નથી કે કોઇની અબળખા અળગી કરતો નથી શું તમારા વગર ન ચાલ્યું. ચંદ્રકીશોરી બોલી. ભાઇ કાંઇ વગર કોઇનું ચાલતું નથી તેમ નથી. પણ આપ વિચાર કરો કે બાર વરસની બાલીકા તમો ગ્રહણ કરીને તેના સુખોદધિનો નાશ કરી દુઃખનું જંગલ બનાવો છો. અત્યારે તો તમારે પ્રભુ સ્મરણ કરવું જોઇએ. તમારો પૈસો આવા ખરાબ રસ્તે નહિ વાપરતાં પુન્યના માર્ગે વાપરી તમારે આ સંસાર સાગર તરવો જોઇએ.

દામ કુમાર્ગે ન વાવોરે, ભ્રાતજી મ્હારા, દામ કુમાર્ગે ન વાવો
વીરા વાવો સન્માર્ગેજી, પરલોકે ફળ તેવા લેશો .

શુભ વૃત્તિ દીપક લાવો લાવોરે. ભ્રાતજી મ્હારા

તમારી ઉંમર હવે પ્રભુ સ્મરણને લાયક છે. શામાટે બીચારી બાળકીનો ભવ પાંચ વર્ષ માટે ધુળ મેળવી વ્યર્થ બનાવો છો. આ રીત તમારા જેવા ગુણજ્ઞને યોગ્ય નથી. માણેકચંદ્રની પુત્રી તે તમારી પુત્રીજ ગણાય માટે જરા વિચાર કરો. તમારી મગજ શક્તિને ખરાબ માર્ગે ઉશ્કેરો નહિ

આવરદા તમ થાતાં પુરી; સત્ કૃત્યે પંચ વર્ષ અધુરી
ધરમે મુકતી પાવો પાવોરે —ભ્રાતજી

નથી આ સંસાર સાકરનો, નથી આ સમ્સારમા સુખજ, નથી આ સંસાર રંગભોગનો, નથી આ સંસાર પ્રીયા પ્યારનો. આ જુઠ જગત જુઠ માયા, જુઠ જીવ અને સર્વ સંસાર એક જુઠ સ્વપ્ન વશ તરકટજ છે. મનુષ્યનો ભવ અનંત પુન્યના થોકથી માંડ માંડ પ્રાપ્ત થયો છે તે સ્વપ્નરૂપ સુખમાં ગાળો છો છતાં પણ વધારે મોહથી વધારે શોખથી ગાળી શા માટે મનુષ્ય અવતાર ખુવો છો.

વેળા પુન્યદાનની જ્યાં, રટણ ઇશનું કરવું ત્યાં ત્યાં
પર સુતા ગાણા ન ગાવો ગાવોરે—ભ્રાતજી

આવો ખોટો પ્રેમ તજી હવે તો ફકત પ્રભુ સાથે ઘટઘટમાં પ્રેમ બાંધો કે જેથી સત્ય સુખને ભોગવી શકો અને આવા સંધ્યાના રંગ જેવા સુખો કે જાણે ઘડીકમાં હોય અને ઘડીક ન હોય તેવાં સુખોને તજી શકશો.

વિષય સુખદ ને શ્રેષ્ટ લેખો, મૃત્યુ થતાં સન્માર્ગ ન પેખો
( પણ ) મૃગજળ જેવાં ન ફાવો ફાવોરે—ભ્રાતજી

પ્રભુ પ્રેમ તેજ સાચા સુખની કુંચી છે પ્રભુ પ્રેમ તેજ મોક્ષ નિહાળનાર ચક્ષુ છે. પ્રભુ પ્રેમ તેજ વિશ્વજીત વાણી છે. જો તે

પ્રેમનો પ્યાલો પીઓ તો કાયા અમર બની જાય. માટે હે ભ્રાતા તમે તેજ પ્રેમ ધારણ કરો પણ આવો વેષધારી દગલબાજી વાળો ક્ષણ ભંગુર પ્રેમ કેમ પ્રીય માનો છો ? હું જાણું છું કે આ ન્હાની સરખી ભગિનીના કડવા વચન આપને રોષ ઉત્પન્ન કરશે પણ જ્યારે ભ્રાતૃ પ્રેમ વીસરતો નથી ત્યારે આવા નિર્દય માર્ગથી બચાવવા સારૂ કહેવું પડે છે. લગ્ન બે પ્રકારના છે—( ૧ ) દેહ લગ્ન ( ૨ ) સ્નેહ લગ્ન.

દેહ લગ્ન તે એ કે પસંદગી વિના સ્ત્રી પુરૂષ આબરૂની વટ માટે લગ્ન કરે છે તે. તેમાં બીલકુલ પ્રેમ હોતો નથી પણ એક બીજાના જુદા જુદા ભાવથી કજીઆ ભવાડા થઇ ગાળાગાળીથી સરકાર દરબારની કોર્ટે જવું પડે છે અને સ્નેહ લગ્ન તે એ કે એકબીજાના પ્રેમથી હાસ્યવિનોદથી સુખશાંતિથી આનંદથી હળીમળીને લગ્ન કરે છે તે. તેના દિવસો આનંદમાં પસાર થાય છે. આજે લગ્ન થાય છે તે દેહ લગ્ન થાય છે તે દુઃખકારી છે માટે નજર ઉંડી પહોંચાડો. આ સાંભળી બુઢો બોલી ઉઠયો કે અરે ચંદ્રકીશોરી તું આ વખતે મ્હારા સુખમાં ભાગ લેવાને બદલે–આવા ઉત્સાહમાં મદદ કરવાને બદલે મ્હારૂં હૃદય બાળવા લાગી છે. તું મ્હારી ખરેખરી દુશ્મન છે બસ ત્હારે તે બાબત કશી ચતુરાઇ કરવી નહિ. મ્હારે માટે હું ગમે તેમ કરીશ. ત્હારી સખીના કહેવાથી તુ મને ઉપદેશ આપી ભરમાવવા લાગી છે. તો શું શોખની ખાતર ધરડી વયે બીજી બૈરી નહિ પરણતા હોય ? બીચારો ગરીબ હોય કે જેને પેટ પુરતું ખાવાનું મળતું ન હોય તે પણ વ્યાજે રૂપીઆ લઇ ગમે તેમ કરી બાળકીના માબાપનું મન મનાવી બીજી પરણે છે તો આપણે પરમેશ્વરનો પ્રતાપ છે. શું પરણ્યા પછી પ્રભુનું ભજન નહિ થતું હોય. આ કાયાનું કલ્યાણ નહિ થતું હોય. બસ જા તું ત્હારે કામે વળગ. ત્હને પુછવા આ-

ચીએ ત્યારે કહેજે અત્યારે સાધુડી રૂપ ધારણ કરી શાને માટે આવી છે. અમારે ત્હારૂં ડહાપણ નથી જોઇતું. અમારે કાયાનું કલ્યાણ નથી કરવું. બોલ શું કહે છે ? ત્યારે ચંદ્રકીશોરી કહો ભાઇ જો હું ત્હને શીખામણના વેણ કહેવા આવી તો મ્હારે આ કઠોર વચન સાંભળવા પડયા પણ જો ન આવી હોતતો મ્હારે કયો રાહુ નડવાનો હતો. સ્નિગ્ધા પડે ઉંડા હોજમાં. મ્હારે તેનું શું કામ છે ? ભાઇ ત્હારે ફાવે તેમ કર. આમ વાતો કરતાં કરતાં બપોર થયા સગાંવહાલા, સંબંધી, સ્નેહીઓ વગેરે જમવા આવ્યા. સહુ શાન્તીથી જમ્યા અને જાનનો ઉધલો કરવા માટે તૈયારી કરવા લાગ્યા. કોઇ કહે કે વરને નવરાવી લ્યો, એને આજ સાંજરે વહેલાસર સામૈયુ કરવી ફેરા ફેરવી લઇએ. તો કોઇ કહે કે તેમજ ચાલ્યું જાય છે. આમ શોર બકોર થઇ રહ્યો હતો. વિનયને ઘેર આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. કીશોરી પણ જમવા બેસી ગઇ અને જમ્યા બાદ ભાઇને આશ્વાસન આપવા લાગી. વાણંદે નવરાવી શણગાર સજાવી વરરાજાને રથમાં બેસાડયા. આગળ નગારાં વાગે છે ને પાછળ સ્ત્રીઓનો ગાણાંનો તાલ મચી રહ્યો છે. વરરાજાના હસ્તમાં પસનું નાલિયેર રહી ગયું છે. આ પ્રમાણે વિનયની જાનને ઘેરથી વળાવી. આ વખતે સ્નિગ્ધા બાળા પોતાના ભુવનમાં બેઠી બેઠી વિચાર કરે છે કે હવે કેમ કરવું. આ વિનયની જાન આવી પહોંચી. પણ કીશોરી મને છુપાવવા માટે આવી નહિ. હવે મ્હારે કેમ કરવું. તે પોતાના ભ્રાતાના પક્ષમાં લાલચથી લપટાઇ ગઇ. દુખનો દરીયો રેલાયો ઇશ્વર! પ્રભુ! પ્રભુ! તે નવકાર મંત્ર જપવા લાગી–તેનું આરાધન કરવા લાગી. ઘડીકમાં ચોવીસ તીર્થંકર, ઘડીકમાં પ્રભુ, ઘડીકમાં નવકાર એમ જાપ જપ્યા કરે છે બેબાકળી બની છુપાવવાના રસ્તા

પણ મનમાં ગોઠવ્યા કરે છે.

હવે ક્યારે હું જાઉં, પ્યારા પ્રાણ ચરણે
સિદ્ધ વિણ કોય નહિ, મુજ શરણ હવે
સખી પ્રીતી વિસારી, ગઈ આશા ધરાવી છળ થકી શું છુપની
જેમ અંધ વિનવે, માર્ગ કયો બતાવતું, અંતરીયાળ રખડાવતી
તેમ હું અંધ વિશ્વાસ જ્યાં તાહરો
બાળપણાથી પ્રેમગાઢ મ્હારો
છોડયો નિકટ સ્નેહ, લાલચે મહારો
જગત છે સ્વારથી, વાંક શું તાહરો
હતી દઢ પ્રીતી, તજી આજ મીતી, અરે આ અનીતી. હવે ક્યારે
ઇશતું સહાય થા, અબળાની બ્હારે ધા, મુજને સતાવ ના. હવે.

હવે હે પ્રભુ ! હું શું કરૂં ! ક્યાં જાઊં. કેમ કરૂં. હવે તો મ્હારે કનકચંદ્રનો આશરો લેવો પડશે અને ધનગારીને ત્યાં જવું ઉત્તમ છે. સાંજ પડી ગઇ છે હવે અજવાળી રાત્રી આવી પહોંચી તેથી હરકત નથી. કારણ કે અહીંઆથી વિલાસપુર પાંચ ગાઉ દુર છે તો બેશક હું ત્યાં પહોંચીશ ધનમવરીની મારફત પ્રીયતમ સાથે પરણી સુખ ભોગવશું. આમ વિચાર કરતાં કરતાં તરતજ ઘર ઓળંગી ઘરેણાંગાંઠા સહીત પસાર થઇ ગઇ. દરવાજા બહાર નીકળી નદી ઓળંગી સુંદરપુરનો માર્ગ શોધી તે રસ્તે પ્રયાણ કર્યું. ચાલતી વખતે ઇષ્ટ- દેવનું સ્મરણ અને હૃદયનો ધ્રુજારો એ બે સાથે હતાં. તેને બહુ બીક હતી કે મ્હને નહિ જોવાથી તે ગોતશે અને ચંદ્રકીશોરીની વ્હાર લઇ મ્હારી પછવાડે આવશે તો મ્હારૂં જીવન નકામું થશે પણ જેને રામ રાખે તેને કોણ ચાખે ? જેમ પ્રભુ કરશે તેમ થાશે. પોતે ઝાઝું ચાલી શકતી નહોતી પણ અડગ ટેક રાખી હળવે હળવે કાંટાં કાં-

કરાનાં દુઃખ ખમતી ખમતી થાક લેતી લેતી ચાલી જાય છે. ત્રણગાઉ કાપ્યા અને હવે ચોથો ગાઉ પણ ચાલવા માંડયું ત્યારે પોતાને હીસ્ટીરીયા આવવાથી બેશુદ્ધ પડી ગઇ. કશી શુદ્ધ સાન રહી નહિ. " આવશે મારી વાંસે આવશે કેમ કરૂં, શું કરૂં. " એમ બકબ-કાટ મચાવી રહી હતી. આવી અર્ધ પ્રકાશમય રજની વખતે કોઇ અહીંઆ નહોતું. પણ એક મુસાફર કે જે તે જગ્યાથી અરધો ગાઉ દુર રહેતો હતો અને સુંદર બાગના માલી તરીકે ઓળખાતો હતો તે બાગની પાસેજ રહેતો હતો. આ સમયે તે માલી આવી પહોંચ્યો અને ઉપાયો કરી બેભાન અવસ્થા દુર કરી તે બાઇને પુછયું કે હે બાઇ આવી અર્ધ રાત્રીએ તું અહો કયાંથી? તું કયે ગામ રહે છે અને તારા માતપિતાનું નામ શું અગર ત્હારા સસરા કે ધણીનું નામ શું ? બાઇ જે હોય તે સત્વર કહે. સ્નિગ્ધા આવો પ્રશ્ન સા-ભળી ધ્રુજી, બીની, બેબાકલી બની ગઇ. કશો જવાબ આપ્યો નહિ અને મૌન રહી અને દડદડ આંખમાં આંસુ પાડવા લાગી આ વખતે કોઇ કાચોપોચો હોય તો માન દેખાવ જોઇ ડાકણ છે એમ કહી વહેમથી બીઇ જાય. પણ આ માલી તો હિંમતવાન હતો જેથી ફરી પુછયું. કેમ બાઇ તું કેમ બીએ છે ત્હારે શું દુઃખ છે. તું કેમ ધ્રુજે છે. હું કંઇ ત્હને હરકત કરવાનો નથી. શાન્ત થા. પાણી પી અને ધૈર્ય ધરી જવાબ આપ પણ ડર નહિ. ત્યારે સ્નિગ્ધા ફક્ત ધીમેથી મંદસ્વરે બોલી. હે ભાઇ આપ કોણ છો તે કહો તો મ્હારૂં વૃતાત કહુ, માળી કહે. હું અહીંથી અર્ધ ગાઉ દુર સુંદર બાગ છે તેનો માલી છું અને તે પાસે રહુંછું માટે બેધડક ત્હારૂં વૃતાંત કહે. ત્યારે બાઇ બોલી કે હું વિલાસપુર નગરમાં એક વણીકની પુત્રી છું. મ્હારા પિતાશ્રી ગરીબ હોવાથી મ્હને ઘરડા

વર સાથે વરાવતા હતા પણુ તે મેં બીલકુલ પસંદ કર્યું નહિ છતાં તેમણે મ્હારે માટે વૃદ્ધ વર શોધી કહાડી લગ્ન લખી મોકલ્યાં આજે લગ્ન દિવસ હતો વૃદ્ધ વર પરણુવા માટે આવેલ હતો અને તેના સામૈયા થતાં હતાં તે વખતે મ્હારી પરણુવાની ઇચ્છા નાહ હોવાથી મ્હારે નાશી જવું પડયું તેથી ત્યાંથી છુટીને અહીં આવી પહોચી. પણુ મ્હને બીક એવી છે કે મ્હારા નાસવાથી કોઇ મ્હારી પછવાડે આવે અને મ્હને ઉપાડી જઇ વરાવે તેમ અગર મને દુઃખ દે તો મ્હારી આ કરેલ મહેનત વ્યર્થ અને જીવન દુઃખકર થાય. જેથી કદાચ આપ મ્હારા પિતાશ્રીના તરફના હો એમ અનુમાનથી હું ધ્રુજી ને બીકથી કશો જવાબ આપી શકતી નહોતી. સુંદરપુર મ્હારી ધનુગવરી નામની સખી છે તેને ત્યાં જઉંછું. માટે આપ મ્હારા ભાઇ છો તો મ્હને સુંદરપુર નિડરપણે પહોંચાડો તો પરમેશ્વર આપનું ભલું કરશે. એમ કહી એક સોનાની માળા કહાડી આપી કે લ્યો આપે મ્હને જીવીતદાન આપી મ્હારી બેશુદ્ધ ટાલી. વળી મને સુંદરપુર પણુ પહોંચાડવા મદદ કરશો એવી આશાથી આ તમને બક્ષીસ આપું છું. માળી કહે, નહિ, બાઇ મ્હારે તે જોઇતી નથી. તમોને બેશુદ્ધથી મુક્ત કર્યા તેતો મ્હારી ફરજ બજાવી છે. કોઇ માણુસ દુઃખી હોય તો તેને આશ્વાસન આપવું એ મનુષ્યનો ધર્મ છે. વળી ચાલો આજની રાત્રી મારા બાગમાં રહો અને આવતી સવારે ધનગવરીને ત્યાં જજો આપ બેધડકથી બાગમાં રહો. કશી ચિંતા કરશો નહિ. અહી કોઇ આવી તમને કનડે તેમ નથી. તમારે કશી બીક રાખવી નહિ. સ્નિગ્ધા કહે ભાઇ ! ભલે આપ જેમ કહો તેમ કરવા તૈયાર છું. ચાલો સાથે આવું છું. બંને હળવે હળવે બાગ આગળ આવી પહોંચ્યા. સ્નિગ્ધા માટે બાગમાં સુવા માટે એક પલંગ તથા ગાદલા

ગોદડા લાવ્યો અને ઝાંપો બંધ કરી દઇ સુવા માટે કહ્યું પછી માલી પોતાની ઓરડીમાં ચાલ્યો.

આ બાલા સુતી સુતી વિચાર કરે છે નિદ્રા આવતી નથી.—અરે પ્રભુ. આ સંસારમાં ઉત્પન્ન થતાં દરેક દુખો શું આ અબલા-ઉપરજ. હું ખરેખરી સતી સ્ત્રી, તેજ પતિ કાજે આટલી બધી ગુ-ચવણમાં. આટલું બધું કષ્ટ. સર્વ મ્હારા વેરીજ. અરે આ સતી સ્ત્રી ઉપર તારા જેવા દયાળુ વિભુને આમ કરવું ઘટતું નથી. કદી કાંટા કાંકરા સહન કર્યા નથી. નદીનાળાં પગપાળા મુસાફરી જન્મથી આજ સુધી સહી નથી. કોઇનો દોષ નથી. ફકત પૂર્વ કૃત્યની પીડા ભોગવવી છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે.—

પણ જ્યાં પ્રબળ ભાવી મહારા ત્યાં કામ નાવે કોઇનું
કે હું બની વિયોગણી કે; પ્રીતની અંતરાય શું
કે મનુષ્ય સાથે વૈર મારે. તાત માત મુજને તજે
પણ એક આશા ધારતી, સ્નેહે કનક અંતર ભજે. ૧
રે'તી કીશોરો સાથ મારી, બાળપણથી સર્વદા
સત્સંગથી રમતાં તથા ભણતાં નિશાળે એકદા
મમ દુખ ભાગીદારથી, શુભ આશ આપી હોંસથી
છટકી ગઇ છેવટ દગાથી, મુખ છુપાવ્યુ રોષથી. ૨
મમ તાત મોહી મહોરમાં મુજને વરાવે વૃદ્ધપતી
પણ નહિ ગુમાવું વ્યર્થ જીવન, વૃદ્ધ વરી છાંડી રતી
મમ વચન કર્ણે નહિ સુણ્યાં, વળગી રહ્યાં એ ટેકને
સમજાવતાં ધમકી મળે વળી માત મેણા દે મને ૩
પણ જાણુતાં ફળ આત્મઘાતી, અબલામતી નહિ સુજતાં
ભાગી વસીશું રાનમાં, પ્રીય પ્રાણી રાહે ઝુઝતાં

આમ ચિંતનું ભ્રમણ થતાં આખી રાત્રીના થાકથી એકદમ નિદ્રા દેવી તેની ચક્ષુમાં પ્રવેશ થઇ ગયા.

વિનયનો વરઘોડો ઘણીજ ધામધુમથી મધ્ય ચોકમાં આવ્યો. મનુષ્યોની મેદની માતી નહોતી. નગરશેઠનો વરઘોડો રાજ્ય જેવો હોય તેથી તે જોવા લોકો આમ તેમ ભટકતા હતા. વિનય શેઠનો એક જુવાન વર કરતાં પણ તાજુબીમય દેખાવ આપતો હતો. ભાઇ-નો વરઘોડો માણેકચંદના ઘર આવી રહ્યો છે, કન્યાને નવરાવવા માટે સ્નિગ્ધા જે શોધે છે પણ કયાંઇ પતો નથી. માણેકચંદ્ર સુશી-લાને જે મુષ્ટીપ્રહાર, વાગ્પ્રહાર, કાષ્ટપ્રહાર વીગેરે દરેક પ્રહારથી શુશી-લાનાં હાડકાં નરમ કરે છે. ધમકાવે છે, સ્નિગ્ધા કયા ગઇ કયાં ગઇ એમ કહી સગાવહાલાને ધમકાવતો હતો, અને ગાળો ભાંડતો હતો પણ કયાંઇ પત્તો ન મળે. હવે પોતે ઘરના દરેક ઓરડા દરેક ખડ દરેક સ્થળ શોધ્યાં. ચંદ્રકીશોરીને ઘેર જઇ તપાસ કર્યો. પણ ચંદ્રકીશોરી તો વિનયના વિવાહમાં ગાનારીઓ સાથે લાગી રહેલી હતી જેથી ઘેર કોઇ નહોતું. હવે કેમ કરવું ? શું કરવું ? અત્યારે રૂપીઆની પેદાશ લેતાં અને સ્નિગ્ધાનું કહ્યું નહિ માનતાં હું આ દશાને પાત્ર થયો. ખરેખર સ્નિગ્ધાએ આત્મઘાત કરેલો જણાય છે. હાય ! હાયા હવે કેમ થશે. સવારે તો હું શિક્ષાને પાત્ર થઇશ. ના-તમાં જાતમાં અને કુટુંબમાં મારી આબરૂને એબ લગાડી. અરે હાય ! હાય ! હવે જો વિનયચંદ્ર તેના રૂપીઆ સુથીના જે લીધા છે તે પાછા લઇને પાછો જતો રહે તો સારૂં. ભલે સો રૂપીઆ મ્હારી મુડીના વધારે લે. અરે પણ જેણે આટલો બધો આડંબર કર્યો તે કેમ પાછો જશે મ્હારૂં તો નાકજ કપાણું. હાય હાય આતો જીવનો જઇશ, પ્રભુ પ્રભુ રૂપીઆ સારૂ બે જીવનો જાન જશે અરે પણ

અત્યારેજ મ્હારો શત્રુ ડેલી પામે ઉભો છે તેનું કેમ કરવું? તેવાને તેવા વિચારમાં ગાંડો બની ગયો. કશી શુદ્ધ સાન રહી નહિ. સ્નિગ્ધા! અરે પુત્રી તારા પિતાને તજીને આમ ન જવાય. આ- પઘાત કરેલ હશે તો તેનું શબ કર્યાં હશે. કુવામાં અગર નદીનાળા કે વાવમાં. હાય હવે તો શબ ગોતી ઠેકાણે પાડું ? એકની એક પુત્રી ખોઇ બેઠો. ત્હારા જેવી શુશીલ અને ગુણીયલ શું મારી આબરૂ ખોશે કે મને દોષીત કરશે ? પ્રભુ પ્રભુ! કોને દોષ દઉં? તે તો ક્યા- રની પ્રભુના દરબારમાં પહોંચી ગઇ હશે. સ્નિગ્ધા સ્નિગ્ધા ઉચ્ચા- રતો એ ચિતભ્રમ બહાર આવ્યો. એ ગાંડો બની ગયો. હવે વિનય ઘોડા ઉપરથી હેઠો ઉતરી માણેકચંદ્રને શાન્ત કરવા લાગ્યો કે શું તમારી પુત્રી નથી ? શું થયુ છે વાતચીતનો કરો. પણ માણેકચંદ્ર બીજા કુલ સ- રખો જવાબ નહિ આપતાં ગાંડો બની ગયો અને સ્નિગ્ધા નામ જ ઉચ્ચારતો રહ્યો હવે તેના સગાંવહાલાને પુછતાં સમાચાર મળ્યા કે સ્નેહલગ્નને બદલે દેહલગ્ન થતાં સ્નિગ્ધાએ આત્મઘાત કરેલ હોય એમ જણાય છે. સ્નિગ્ધા મળી નહિ જેથી તેને યાદ લાવી તે ગાંડો બની ગએલ છે માટે હવે કોઇ ન જાણે તેમ આપ મુંગે મ્હોડે ઘેર જાઓ તો સારૂં. કારણ કે જેને માટે આ- ટલો બધો આડંબર કર્યો હતો તે તો બીચારી છેજ નહિ. આવા એક વડીલ પુરૂષના વાક્યો ધ્યાનમાં લઇ સહુ મુંગેમ્હોડે પાછા ફર્યા. વિનયચંદ્ર અફસોસ કરવા લાગ્યો કે સ્નિગ્ધા બાબતની ચંદ્રકીશોરીની વીણી સાંભલી નહિ. છેવટ શબ્દો જાણ્યા નહિ, ઉંડો વિચાર કર્યો નહિ. હું સ્રીહત્યાનો પાતકી નીવડયો. તેનો મુળ વિ- ચાર મ્હારી સાથે પરણવાનો હતો નહિ છતાં મેં મ્હારી જડ મૂંઢ ટેક ધારણ કરી કેટલાંક કાવત્રાં કરી, ખોટા સાચા લેખ દસ્તાવેજ

કરી ઉંધું અવળું સમજાવી, માણેકચંદ્રને આગળથી રૂપીઆ આપી તેજુરીની કુંચી આપી. તેનું મન મનાવી સ્નેહલગ્નને બદલે દેહલગ્ન કરવાનો વિચાર નકી કર્યો. શું મ્હારા જેવા વૃદ્ધને વરી અબળા પોતાનું જીવન વ્યર્થ ગુમાવે. અરે તેનો કસાઇ પીતા ફકત વસુવશ બની જઇ સોંપવા તયાર થયો. આજથી મારૂં જીવન પ્રભુ સ્મરણ, ભકિત પૂજા ને ધર્મનિષ્ઠામાં ગાળવું એજ ઉત્તમ છે. આ સંસાર અસાર છે તેમાં કશો સાર જણાતો નથી.

કાળા કર્મ ઘણાં કરી જગતમાં, લુંટયા ઘણા લોકને
લક્ષ્મીવાનતણુંજ નામ ધરીને, મોટો ગણાયો ધને
કોડી એક દરીદ્રના સુખ વિષે, અર્પી નહિ તર્કમાં
સારા કૃત્ય નથી કર્યા ભુદર કે', જેથી જશું નર્કમાં.

માટે હવે તો સત્ કૃત્ય કરી ભવસાગર તરી પાર ઉતરવું. આ દુખી, તોફાની, તરકટી, કપટી ક્ષણભંગુર સંસારરુપી ઉદધિમાં કોઇ સુખરૂપી નાવ નાણારૂપી શુભ કરણી કરતાં આપણને સહાય કરશે તોજ ખરા ને અનંત સુખમાં વિચરશું. માટે આવતી સવારથી સદાવ્રત બાંધવું; અબોલ, અનાથ પશુ પક્ષો માટે એક સ્થાનક બાધી તેમાં જોઇતી ચીજો આણી રક્ષા કરવી, પાળવું પોષવું સુખ આપવું, વિશ્રાંતી આપવી–દુઃખીત અનાથ માટે અનાથાશ્રમની વ્યવસ્થા કરવી, બાળાશ્રમ કરવો, સાધુસંતને ભોજન આપવું, ધમ સ્થાનકમાં હમેશાં બે ત્રણ વખત જવું, ત્યાં બબે ઘડી સમતારુપી સામાયિક કરવી ને કાયાને તેથી પોષવી તોજ જીવે કરેલ કૃત્યનો મોક્ષ થશે નહિતર હું કદી છુટીશજ નહિ. આ લક્ષ્મી કદી મારી સાથે આવવાની નથી તે તો અહીંઆંજ રહેવાની છે. ચંદ્રકીશોરી પણ પશ્ચાત્તાપ કરવા લાગી કે આશા મેં મોટી મોટી આપી ને અંતે રખડાવી. હું ખરેખરી વિશ્વાસઘાતી નીવડી.

પ્રથમ આશા આપીને મોટી, પછી કહે તમે થાઓ મોં ખોટી
હું છું જવાને તૈયાર, ઘટે નહિ મોટાને એહ વિચાર
અંધને આડો માર્ગ બતાવે, થોડેક રસ્તે સાથેજ આવે
મુકી દે અંતરીયાળ, ઘટે નહિ મોટાને એહ વિચાર

અહા! પ્રભુ! હું હવે ક્યારે છુટીશ. હા! ઇશ! મ્હને સ્નિગ્ધાની માફક ત્હારી પાસે ખેંચી લે એટલે સંતોષ.

## પ્રકરણ ૧૧ મું.

### વનીતાના કનીષ્ઠ તરંગો.

અધમ સંગતે ન્હાનપણથી ખરાબ રીતે ઉછરેલા બાળકો ખરાબજ નીવડે છે અને જે સ્ત્રી પોતાના પતિથી સંતુષ્ઠ નહિ થતાં પારકા સાથે પ્યાર બાંધવાને ઇચ્છે છે તે પણ ખરાબ વર્તણુકને લીધેજ. માતપિતાનો ધર્મ પોતાના બાળકોને સારી ચાલચલગત વિનય, નમ્રતા, વિદ્યા વીગેરે શીખવવાનો છે પણ જ્યાં માત-પિતાજ તે વિષય શું છે તે સમજતા નથી તો બાળકો ક્યાંથી શીખેજ. જેવું દેખે તેવું વર્તે ( નાચે). જગમોહનના ઘરની સ્થીતી પણ તેવીજ હતી. તેની પુત્રી વનીતા પોતે ન્હાનપણથી વિષય વાસનાની લાલચુ બની ગઇ હતી. પોતાના યાર મનહરલાલથી પણ સંતુષ્ટ ન થતી તેમાં વળી અધુરામાં પુરૂં જગમોહને વૃદ્ધ વર સાથે તેને પરણાવી. હમણાં વેણીલાલના ઘરમાં આવ્યા પછી પોતે પ્રપંચી તથા સ્ત્રી ચરીત્રથી ચતુર હોવાથી પોતાના ધણી વેણીલાલને વશી-કરણના બળથી વશ કરેલ હતો. તેણી જોશી, જુવા, ભવાયાની ઘણી વહેમી હતી. તોફાન પણ કરતી. ચાળા મશકરી તથા હસવાની ટેવ તેની ખાસ હતી. જે સ્ત્રી વાતો કરતાં કરતાં અમસ્થી હસતી

હોય અગર મશ્કરી કરતી હોય તે નઠારની હારમાં ગણાય છે. માટે સુઘડ તથા પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિ સિવાય બીજા કોઈ પુરૂષ સાથે હસવાની ટેવ રાખવી નહિ. લુચ્ચાઓને તેને ત્યા આવવાની ઘણી મરજી થતી હતી અને સાચા ખોટા ગપ્પા મારી વનીતાના દરેક પ્રશ્ન નું સમાધાન કરતા હતા. વેણીલાલને દયારામ કરીને એક ન્હાનો ભાઇ હતો જે પોતાની પડખેની ડેલીમાં રહેતો હતો. વેણીલાલનો બાપ વનમાળી મરણ પામ્યા પછી બન્ને ભાઇએ મજીઆરો વહેંચી લીધો હતો. મકાન જે સળંગ હતું તેમાં આડું આડસર કરી જવા આવવાની બે ડેલીઓ કરી હતી. દયારામ પોતે ઘણોજ હુશીયાર અને ચાલાક તથા વેપાર રોજગારમાં કુશળ હતો. તેની સ્ત્રી ઘણીજ માયાળુ હતી. પોતાની જેઠાણી સવિતા મરી ગયા પછી કનકચંદ્રને પોતાના ખરા પુત્ર તરીકે ગણતી હતી. હમણાં નવાં જેઠાણી આવ્યા પછી દયારામ તેની સ્ત્રી વેણીલાલને ઘેર જતા આવતા પણ નહિ. કારણ કે વનીતાનો ખરાબ સ્વભાવ હોવાથી વિના કારણ સગાઓમાં વિરોધને વેર ભાવ વધે.

થોડા દિવસમાં વેણીલાલ વેપાર સંબંધે (દુકાનમાં માલનો નીકાલ થવાથી નવો માલ લેવા સારૂ) કનકચંદ્રના ખાસ આગ્રહથી મહા મહેનતે કનકના કટુ વચનથી વિલાસપુર ગયો અને ઘરનો સર્વ કારોબાર કનકચંદ્રને સોંપી ગયો. આથી કરીને કનકને સર્વ જોઇતી ચીજ વનીતાના હુકમ પ્રમાણે લાવવી પડતી. નિત નિત નવા નવાં તોફાન કરી ફાલતુ ખર્ચ કરાવતી. આ ખાસ અનુભવથી કનકચંદ્રને વનીતા સાથે વધારે પરીચય થયો અને કામ પ્રસંગે સર્વ બોલતાં ચાલતાં, વઢતાં, ધખતાં આમ દિવસ બે ત્રણ સુધી ચાલ્યું. હળવે હળવે વનીતાની બુદ્ધિ બગડી કે મધુર કનકની સાથે જો ભોગવિલાસ ભો-

તો કેવું સારૂં ? કેવી સુંદર બોલવાની છટા, કેવા સુંદર ગુલાબી
! કેવું સુંદર યુવકનું સ્વરૂપ ? ઘરથી બહાર નીકળવાનું મટયું
લે મનહરલાલનો જોગ આવતો નથી. કનક બાળબ્રહ્મ-
ી છે એટલે કામને માટે અતિતિવ્ર ઇચ્છા રાખતો યુવાન કનક
રૂં વચન જલ્દીથી માની જશે. આ લાગ હવે ઠીક છે. મને તે
સ ચાહતો હશે. તેના લગ્નને બદલે તેના બાપના લગ્ન મારી
ે કર્યા, મને જોઇને તે બળાપો કરતો હશે. માટે વેણીલાલને
ી નાંખી આ કનકચંદ્ર સાથે ઘર માડીને બેસું. હમણાં તો સમ-
ં, મોહાતુ, ફેસલાવું તેજ ઠીક છે. આવા વિચારથી લાગ સાધી
ચંદ્રને બોલાવ્યો. રાત્રી અંધારી હતી ઘરની અંદર કોઇ નહોતું
ના દસ પસાર થઇ ગયા કનકચંદ્રનો સુવાનો ટાઇમ નવનો હતો
ા તેની નિદ્રા એક કલાકની થઇ હતી. પણ વિષયાતુર, કામાન્ધ વનીતા
ફુલ સુતી નહોતી બરોબર લાગ સાધી કોઇ ન જાણે તેમ કન-
ઉઠાડવા સાદ કર્યો અને નિદ્રામાંથી જાગૃત કર્યો. કનક બેબાકળો
થઇ બોલ્યો. કેમ માતુશ્રી મને અર્ધ રાત્રે કેમ ઉઠાડવો પડયો
ર વનીતાએ હસતે વદને બે નામથી પ્રીયકર વચનોથી જવાબ આ-
. પ્રીય પ્રેમી કનક મ્હારા હૈયાકેરા હાર કેમ સુઇ ગયા. આજથી
રી છું એમ કહી ઠઠામશ્કરી કરવા લાગી. તમારા પીતાએ ત-
ા માટે વહુ આણી નથી જેથી આપનું યૌવન કોણ શાન્ત કરે. પરણો
સારૂ. કેમ કોઇ શોધી છે કે નાહે ? નહિતર આપજ મને
ારો. જો હું ન ગમતી હઉં, મ્હારી રાંધેલી રસોઇ ભાવતી ન
, મ્હારો આચાર વિચાર ગમતો ન હોય તો હવે મનમાન્યાં
ક્યારે કરશો! આ સંસાર ખરેખર સ્ત્રી વિનાનો સુનોજ
જણો. ખરેખરી રસલીલા સ્ત્રીના સુખમાંજ સમાયલી છે, હજુ

તમારા મિત્ર કાઇ આવી શીખામણ આપતા જણાતા નથી જેટલા છે તેટલા બધા બાવા સાધુ, જોષીજ લાગે છે. પરણુવાની ઇચ્છા થતી હોય તો તમારે માટે યોગ્ય વહુ જોઇશે અને તે ગોતવી પણ પડશે. પણ તેતો ઠીક. લ્યો આ રૂપીઓ એક રોકડો, બજારમાંથી સારી સારી મીઠાઇ લાવી આપો કારણ મને આજે તો ભોજનની ઇચ્છા થઇ છે. અત્યારે રસોઇ પકવવા કર્યાં બેસુ. હજુ તો રાત્રો ઝાઝી ગઇ નથી જેથી હરકત નથી. આમ પોતે બકવાજ લાગી. આ જોઇ કનકચંદ્ર સ્તબ્ધ થઇ ગયો. હું સ્વપ્નામા તો નથી એમ તે વિચાર કરવા લાગ્યો, કશો ઉત્તર આપેજ નહિ માત્ર મૌનવ્રત ધારણ કરી પથારીવશ બેઠોજ રહ્યો, ત્યારે વનોના બડબડવા લાગી કેમ કનક બોલતા નથી શું મ્હારૂં બોલવુ પ્રસન્ન નથી. આપ બોલતા કેમ નથી, જરા હસ્તેવદને આ દાસીને નીહાળો. વ્હાલા વાંચકો! તેને એટલો પણ વિચાર ન થયો કે હું કોણ છું, શું હું બોલું છું. કેવો અધમવિચાર, આમ કરવાથી હું દોષીત થાઉંછું કે નહિ. ના ના તેવો વિચાર થાય શાનો ? કારણકે ઘરનો માણસ તથા વળી યુવાન તેથી આવાત સર્વથી અજાણુ રહે.

## कामांधो नैव पश्यति.

આવી માગણીથી વાત કરતાંની સાથેજ પ્રેમથી ચુંબન લીધું અને કહેવા લાગી કેમ કનક આવો ઉંડો વિચાર શું કરોછો ? આ ચંદ્રમુખીને નીહાળો અને ચુંબન લ્યો તથા ભેટો પ્રેમભાવથી. મ્હારૂ યૌવન આપ સાથે સરખાવતા યોગ્યજ છે. આપને જો કોઇ જાતનો વાંધો હોય તો આપ મ્હારી સાથે ગુપ્ત રીતે લગ્ન સ્વીકારો. તમારા પીતાશ્રી તમોને પરણાવશે ક્યારે. હજુ તો સગપણ પણ થયું નથી તો

લગ્નની આશાજ શી ? તો તેટલો વખત મ્હારી સાથે રહો. આવાં વચન સાંભળી કનક બોલ્યો કે તમો માતા જન્મદાતાની શોક (બેન) તે મ્હારીજ મા કહેવાઓ તે શું તમો મ્હનેજ ઇચ્છો. હું તમારો પુત્ર કહેવાઉં. જરા વિચાર કરો અને સમજો. આવાં વચન તમારા મુખમાંથી નીકળતાં સાંભળી મ્હારૂં હૃદય સ્થિર રહેતું નથી. માતુશ્રી વિચાર કરો પરપુરૂષ સાથે ભોગ ભોગવવાથી કોણુ તર્યું છે. જુઓ અહલ્યા તે આજ કારણથી શલ્યા થઇ. તેના ઘણા દાખલા આપણા શાસ્ત્રમાં લખ્યા છે વનીતા કહે પ્રીય કનક! શા માટે સર્વ પરણતા હશે આવા વિચાર લાવત તો આ સર્વ અબળા વિરહાગ્નીમાં ખરેખર બળીને ખાખ થઇ જાત આ વખતે વેણીલાલ વિશાસપુર ગએલ છે તે કંઇ હાલ હાલ આવશે નહી તો 'આપણે હમેશાં મનગમતી લ્હેર માણશું. તમો મ્હોડા થકી પુત્ર પણ અંતરથી પ્રીતમ પ્રાણેશ છો. હવે જેટલી ઢીલ કરો તેટલી સુખની હાની સમજજો. કનકચંદ્ર કહે હે માતાજી પુત્ર તેજ પુત્ર અને માતા તેજ માતા. ત્યારે વનીતા કહે મેં તમોને તનમનથી પ્રીતમ ધાર્યા છે. મ્હારી ઇચ્છા તમારી સાથે વરવાની હતી હતી પણ મ્હારા બાપે લક્ષ્મીમાં લપટાઇ જઇ ને તમારા બાપને સ્વાધીન કરી. પણ તેથી મારી આશા બધાઇ કે તેના ઘરમાં જઇશુંતો કનક સાથે સ્નેહ લગન બાંધીશું. આતો દેહલગન છે માટે ખરાલગન સ્નેહલગ્નજ ગણાય માટે આપ મ્હારા પુત્ર નહિ પણ પતિ છો. ત્યારે વચમાં કનક બોલી ઉઠયો, નહિ આપજ માતા છો. મ્હારે મ્હારી જે સ્ત્રી ધારૂં તે સિવાય બીજી સર્વ અબળાઓ મા બેન સમાન છે માટે મ્હને પુત્ર તરીકે ચાહો અને માતાનો ધર્મ બજાવો.

માતા માનમહીં વસી તજી દો આ પ્રીતીતણી રીતરે
રાખી લાજ ચહો તમે કનકનું, માતા અરે હીતરે
પત્નીધર્મ સદૈવ ધારણ કરી, માનો પતીને પ્રભૂ
છોડો સંગપુરૂષ જે પરતણો જેથી રીઝે શ્રી વિભૂ.

હે માતાજી તમો આ વચનો બોલો છો તે યોગ્ય નથી માટે વિચાર કરો અને મને પુત્ર તરીકે સમજીને જે ધર્મ તમારો છે તે બજાવો.

અરે મોહ ત્હારી બલીહારી છે. જેને તું તારા પંજામાં લે છે, તેને તો ખરેખર પાછા મુકતોજ નથી અને કદાચ તું તારા કામમાં સફળ થાય તો તેને જીંદગી પર્યંત પણ દુઃખ અપાવે છે. માટે હે મનુષ્યો! ખરાબ આચરણો કરતાં અટકજો દરેક સ્ત્રી પુરૂષો દુઃખ ભોગવવું પડે તો સહન કરશો પણ સદાચારી થજો. એજ લખવાનો મુખ્ય હેતુ છે. વનિતાએ હવે રૂપ પ્રકાશ્યું. ક્રોધમાં બોલી ઉઠી મ્હારી આબરૂ લુટયા બાબત દાવો કરતાં તમોને પરદેશની શીક્ષા અપાવીશ જેથી આ ઘરના માલીક થતાં અટકશો. જો તમો મ્હારૂં કહ્યું માન્ય કરશો તો હું પોતે આપની દાસી બની ઉભી રહીશ. વળી આપણી પાસે પૈસો ઘણો છે જેથી તમારે કમાવાની જરૂર રહેશે નહિ. આપણે બન્ને સંસારનો લ્હાવો લેતાં આનંદ કરશું. વળી આપણે બન્ને ઉમરમાં યોગ્યજ છીએ તે હવે શામાટે હાથ આવેલી બાજી ખુવો છો. આવો ઉજવલ વખત તમારી ફકત ના થકીજ વૃથા જશે. હજી તમારી બાળક બુધ્ધિ છે જેથી બાળહઠ કરોછો સર્વ કામ નોકરોથી થશે, તમારી તરફનો તીરસ્કાર મટશે. ને તમો સુખી થશો. આવું ગાજતું વાજતું સુખ ગુમાવી શામાટે પરદેશના દુઃખો ભોગવવા તૈયાર થાઓ છો. સમજી વિચાર કરો. હજુ જાગ્યા ત્યાથી

સવારજ છે ભુલ્યા ત્યાંથી ફરી ગણો અને સમજો. આવા ત્રાસદાયક અને ડરામણીના સંદેશા સાંભળી કનક લાલચોળ થઇ બોલ્યો કે હે માવડી! આ કાયા દુઃખનેજ ચાહે છે, કદી સુખને ચાહતી નથી. તમારી બુદ્ધિ અંધ થઇ છે. જેથી તમો કોઇને દેખતાંજ નથી ફકત મ્હારૂંજ રટણુ કરો છો પણુ આપ નીચ કુળમાં જન્મ્યા છો. સુંદર કેળવણી મળી હોત તો આમ કદાપી બનેજ નહિ. તમો દુઃખ અપાવશો તો તે હું સહન કરીશ. તે માટે તમારે ફીકર કરવી નહિ પણુ અનીતિ નભવાની નથી તે ચોકસ માનજો.

માત ત્યાગો આ દુષ્ટ મતી કયાંથી થઇ
કયાંથી થઇ, કેમ જાયે વહી. માત.
માતા શોભે ના ના કદી, તમ મ્હોડે આ વેણુ
શર્મ ધરો કુલ કયું અરે, શું મલશે મમ નેણુ
સુણતાં આ વાત વિષ ખાઉં મન થાયરે
આશ તજો અંતરે, એ રીતી નહીં. માત.
નર્ક દ્વાર પરનાર એ, સુણી ગુરૂની શીખ
વ્રત લીધુ જીવું જ્યાં સુધી, નહિ ફળશે તમ ભીખ
કાયા આ શાની બની શામાં મળી જાય છે
શાને મોહી પાપ બાધો સહો માત. ૨
સોબત શોધી નીચની, કે તમ કુળજ નીચ
નહિતર આવું હોય ના, લક્ષણુ છે વિપરીત
લાજીને છાડો આ વાંછના પ્રેમની
ભુદર યાચના ચાહું લહી. માત. ૩

પણુ માતા મ્હારા કર્મમાં જો પરદેશ લખેલ હશે તો તે પણુ કરીશ. માટે હે માતા! તમારે તે બાબત કશો ચિંતા કરવી નહિ, પ્રભુનો

ડર રાખી માતાજી સન્માર્ગ શોધો, શાને નર્કનું દ્વાર શોધો છો. સદાચરણને સુધર્મ પાળી મોક્ષ ગતી મેળવો. વિષય લંપટી બનો નહિ. સંતોષ રાખો. મ્હારા જેવો તમોને સાચો કાઇકજ મળશે પરંતુ નફ્ટને નિ-ર્લજ તમારૂં સર્વ ખાઇ જઇ તમોને ભીખ માગતા કરશે. માટે આવો આચાર ત્યાગો. તમોને વીધીએજ ભુલાવ્યા છે. અહા વીધી! ત્હારી ગતી અકળ છે તું જેમ કરવા ધારે તેમ કરી શકે તો હવે તેં મ્હારી માતાના લેખ આવા શું લખ્યા? સૃષ્ટીમાં દુરાચરણ ચલાવનાર તુંજ લાગે છે. અરે એમાં તારો શું વાંક. પૂર્વ કર્મના કૃત્ય થકીજ વિચારી વિચારી ધારી ધારીને લેખ લખ્યા. વીધી ત્હારી કૃતિની બલીહારી છે.

જન સદા જગપથે, અધો ઉંચ ત્રીછો,
અટકાશે, પાતાલે પેસે, તોય ચાલે ભાવીનું
દેવ અને દેવી તણી, ઉપાસના પ્રીતે કરે,
માથું કુટી કાળ આણે, તોય ચાલે ભાવીનું
વ્રત પચખાણ વળી, દાન તપ રોજ પાળે,
સકળ સૃષ્ટીના માંહી, સદા ચાલે ભાવીનું
સુખ શાન્તી સુધારસ, દુઃખ રોગ વ્યાધી કાજે,
ભુદર કહે છે મનુ, સદા ચાલે ભાવીનુ
વીરા સ્મર મમ વેણુ, કેવાં છે કરમ નેણુ,
આજરોજ રોવરાવી, કાલતો હસાવે છે.
નૃપ તે તો રંક બને, રંક તેજ નૃપ થાય,
કદા સુખ કદા દુઃખ, સમયે લાવે છે
આનંદીને ઉદાસી તો, કાંટા કેરા તોલ પેઠે,
કર્મતણા કૃત્યો લાવી, રમત રમાવે છે

ગગનમાં વાતો કરે, તેવો ગીરી ક્ષણુ માંહી,
તણુખલા તુલ્ય સદ્ય, કર્મ એ કરાવે છે

મનુષ્યનું કશું બળ જોર નથી. ગમે તે કરે પણુ ત્હારી આગળ બકરાં માફક બની જાય છે અને ત્હારા લખેલા લેખ પ્રમાણેજ વર્તન થાય છે. હશે માતુશ્રી જેમ બનવાનું હશે તેમ બનશે મ્હારા કર્મમાં સુખ હશે તો તમો દુઃખ અપાવવાને સમર્થ નથી. પ્રભુ! પ્રભુ! મ્હારી માતાને સદ્‌બુદ્ધિ આપો. એજ પ્રાર્થના આમ કકાકુટ કરતાં સવાર પડી ગઇ.

પાસેના ઘરમાં દયારામ આ બધું સાંભળતો હતો કારણુ કે ફકત આડી ભીંત હતી એટલે આખી રાત્રીનો કકળાટ હોવાથી દયારામને નિંદ્રા આવી નહોતી અને સર્વ સાંભળતો બેઠો હતો

આ વખતે વેલીલાલ વિલાસપુર ગએલ હતો તે તેજ રાત્રે આવવાનો હતો પણુ આડતીયાએ રોકવાથી અને મોડી રાત્રી પસાર ગઇ જવાથી આવતી સવારે જવાનું એટલે સુંદરપુર આવવાનું હતું. દયારામ આખી રાત્રી વનીતાના કાવત્રાં સાંભળતો હતો અને કનકની ચતુરાઇ ધૈર્યતા અને ધર્મ કેળવણી માટે પ્રશંસા કરતો હતો કનકચંદ્ર અને વનીતાની આ ધમાલ ચાલતી હતી. સૂર્યોદય પ્રકાશમાં વધારે દેખાતો હતો ત્યા વેણીરામે વિલાસપુર નગરથી આવી ઘરમાં પ્રવેશ કર્યો તો વનીતા મોઢું ચડાવીને એક જગાએ વાંસો વાળીને ઉભી રહી. આ વખતે કનકચંદ્ર પણુ સાચને આંચ નથી એવી ધારણાથી માનજ રહ્યો હતો અને પોતાની રૂમમાં બેઠો બેઠો દાતણુ ચાવતો હતો.

# પ્રકરણ ૧૨ મું.

## માણેકલાલનું ચિત ભ્રમણ અને સુશીલા મરણ.

જ્યારથી સ્નિગ્ધા ચાલી પસાર થઇ ગઇ અને માણેકનાં ઘરમાં કોલાહલ પ્રસરી રહ્યો ત્યારથી માણેકનું મન ઠેકાણે આવ્યું નહિ. સુશીલા રોઇ રોઇને અને પ્રહાર ખમી ખમીને અધમુઇ થઇ ગઇ હતી બીલકુલ ખાતી પીતી નહોતી અને સ્નિગ્ધાનુંજ રટણ કર્યા કરતી હતી. રાત્રી આમ રોવામાજ વહી ગઇ. સવાર પડતાં માણેકલાલનાં સગાંવહાલાંઓએ આસપાસ કુવા વાવ, નદી, વીગેરેમાં ઘણોજ તપાસ કરાવ્યો પણ પત્તો મલ્યો નહિ. જેથી સર્વ નિરાશ થયાં ને સર્વ સગાંવહાલાઓ પોતપોતાને ઘેર ગયાં. બપોર થયા. હજુ રસોઇ કરી નહોતી. તેની એક ભોજાઇ પોતાને પીયરથી આવી હતી તેણે રસોઇ કરી સર્વને પરાણે જમાડયા. પણ સુશીલા તો બીલકુલ જમીજ નહિ અને જ્યાંસુધી સ્નિગ્ધા ન મળે ત્યાંસુધી અન્ન પાણી ન ખપે તેવી પ્રતિજ્ઞા લીધી. આમ કરતાં કરતાં દિવસ ૫-૬ વીતી ગયા. સુશીલા એક દિવસે ઘરમાં પ્રસરેલો કચરો દુર ખસેડવા સાવરણી લઇ સામાન સર્વ ફેરવી ઝાડુ કાઢવા લાગી તો એક સુંદર હરફનો લખેલો કાગલ એક ગોખમાંથી મળ્યો. જેનું મથાળું. 'માતા તુંને આશ્વાસન આપી ચાલી જનારી સ્નિગ્ધા " આમ લખેલું હતું જેથી કાંઇક ધીરજ આવી. મરી તો નથી ગઇ એટલે કે આત્મઘાત કર્યો નથી. શાનો કરે, સમજુ પુત્રી-ગુણીયલ વિદૂષી કદી કરેજ નહિ. જાણે છે કે આત્મઘાતથી તેવા સાત ભવ કરવા પડે છે માટે તે તો કરેજ શાની. જ્યારે મરણ નથી પામી ત્યારે દુઃખના ડુંગરોમાં છુપાએલી લાગે છે. પણ વાહ શું લખે છે. વાંચું તો ખરી. એમ કહી પોતાની ભોજાઇને સાદ કર્યો.

ભાભી! એ ભાભી. અહીં તો આવ. આ જો સ્નિગ્ધાનો પતો મળ્યો હવે તેને ગોતવી સહેલ પડશે. પ્રભુ સર્વનો બેલી છે. દરેકને સહાય કરે છે. ગઇ આબરૂ પાછી તો આવી. હવે તો જો સ્નિગ્ધા મળશે તો હું તેના કહેવા પ્રમાણે કરીશ. કદી ઉલટી નહિ ચાલું. મ્હારા કરતાં તે સમજુ છે. મેં મ્હારા પતિના બોલ ઉપર રહી સ્નિગ્ધાની વિનવણી સાંભળીજ નહિ. કેમ ભાભી ખરૂં કહું છું કે નહિ? એમ કહી કાગળ ભાભીને વાંચવા આપ્યો. ભાભીએ વાંચવા માંડયું અને સુશીલા સાંભળવા લાગી.

માતા ત્હારો પ્રેમ હૃદયે, ઉછળતો પણ શું કરૂં ?
અસહ્ય દુઃખે આપને ત્યાગી કનકને જઇ વરૂં.
મમ તાત મોહી મહોરમાં, મુજને વરાવે વૃદ્ધ પતિ
પણ શુ ગુમાવું વ્યર્થ જીવન, વૃદ્ધ વરી છાંડી રતિ ? ૧
રે'તી કાશોરી સાથ માહરી, બાળપણથી સર્વદા
ઉછરંગથી રમતાં તથા ભણતાંજ, સંગે એકઠા
મમ દુઃખ ભાગીદારથી શુભ આશીસ આપે હોંસથી
છટકી ગઇ છેવટ દગાથી, મુખ છુપાવ્યું રોસથી ૨
નવ મહીના કાજ મુજ દુઃખ તેં સહ્યું જનની બહુ
વળી પાળતાં મોટી કરી, ઉપકાર કયમ ભુલું સહુ
પણ માહરો વિક્રય કરે, મુજ અરજ દિલમાં નહિ ધરી
ધનથી બની ઘેલી અને, અંધી શરમને કયાં વરી ૩
નહિ શોચ કરજે ચિતમાં, વિયોગ થાતા આ પળે
બનવું ભવિષ્યે આમ જ્યાં નહિ માંગણું કયાંથી મલે ૪

આ પત્ર સાંભળીને સુશીલાને પ્રથમ સ્નિગ્ધાની બાળ ક્રીડાનો

પ્રેમ યાદ આવ્યો. કાગલ સામું એકી ટસે જોતાં દીગમુંઢ થઇ ગઇ. કશી શુધ્ધ કે સાન રહી નહિ. શોકસાગરમાં ડુબી ગઇ તેવામાં ત્યાં ચંદ્રકીશોરી આવી. ઘરમાં જઇને જુએ છે તો શોકાગ્ર સ્થિતિમાં ધરણીપર ઢળી પડેલી સુશીલાને દીઠી. આ જોઇ ચંદ્રકીશોરી બોલી ઉઠી કે મ્હારા ભાઇએ સર્વની આ દશા કરી. કુંજેતીના કાળકા, જીવોનાજાન, અને છેવટે આબરૂને બટો એ બધું તેની બુરી ઇચ્છાને લીધે થયુ. પણ હવે આ બન્નેને આશ્વાસન આપવું તેજ ઉત્તમ છે. એમ વિચારે છે ત્યાં ભાભીના હાથમાંના કાગળપર દૃષ્ટિ પડી. તે કાગળ ઉચકી વાંચવા લાગી સર્વ વાંચી પોતાના હૃદયમાં ઘણોજ પશ્ચાત્તાપ કરવા લાગી. તે કનક પાસે પહોંચી ગઇ એવા ખબર પણ જાણ્યાં હવે આવતી કાલે અગર પરમ દહાડે સુંદરપુર જઇશું અને તેની પુત્રી સ્નિગ્ધાને લાવીશું પણ અત્યારે આમને આશ્વાસન આપી શોક મુકત કરૂં. કેટલીક મહેનતે સૌને ભાન આવ્યું. થોડીવારે સુશીલા બોલી. ત્હારી બેનપણીને આધવચથી રખડાવાય કે ? અરે મ્હારી ચતુરને ગુણીયલ પુત્રોને સવળો માર્ગ નહિ બતાવતા મોટી મોટી આશાઓ આપીને અંતે દુઃખના દરીયામાં નાંખી. પોતાની નાનપણની બેનપણીને દુઃખમાં નાંખી! ત્હારાભાઇ તરફજ વલણ કર્યું, આમ કરવું હતું તો આગલથીજ કહેવું હતું. બીચારી નિરાધાર આ વખતે ક્યાં વસતી હશે ! કયે ઠેકાણે, ને ક્યાં પતો મેળવું. હરી ! હરી ! આજ કાયાએ તે બાળકીને ઉછેરીને મોટી કરી કેટલાક સુખોનો ભોગ આપ્યો હતો. અંતે મોટી ઉમરની સમજુ થતાં આ પરિણામ આવ્યું. બેન કીશોરી હશે જે બન્યું તે ખરૂં. માટે બેન તું વળગ ત્હારા કામે અને હું જઉ મ્હારે કામે. ત્યારે ચંદ્રકીશોરી બોલી કે:—

અસહ્ય દુઃખે આપને, ત્યાગી કનકને જઈ વરૂં.

તો તે કનક કોણ તે હું સારી પેઠે ઓળખું છું. મ્હારી સખી ધનગવરીના પતીનો મિત્ર. તે સુંદરપુર રહે છે માટે આપણે ત્યાં જઈ સ્નિગ્ધાને તેડી લાવી તેની ધારેલી ધારણા બર લાવીએ હવે મ્હારા ભાઈ સમજ્યા છે માટે તે પણ આવા લાયક જોડાના લગ્નમાં ખુશીથી ભાગ લઈ દેવી સ્નિગધાને નમન કરશે. કાકી શુશીલા ! આવતી કાલે એક ગાડી જોડાવી ચાલો જલ્દી જઈ મલીએ. આ સર્વ યુક્તિ મેંજ ગોઠવેલી હતી પણ લાલચમાં લપટાઈ છેવટે અધવચથી રખડાવી. સુશીલા કહે કીશોરી તેંતો આ મ્હોટો ઉપકારજ કર્યો. કાલ કરતાં આજજ જઈએ, એમ કહી ગાડી મંગાવી. ગાડી આવતાં શુશીલા તેની ભાભી તથા કીશોરી એ ત્રણે જણા સુંદરપુર તરફ રવાનાં થયા અહીંયા આવીને ધનગવરીને ઘેર જુએ છે તો કોઈ નહોતું. તેતો આજ માસએક થયા નોકરીની બદલી થવાથી વિમલપુર ગયા છે. અહીં કોઈ નથી ત્યારે કીર્તીચંદ્રના મિત્ર કનકચંદ્રનું ઘર પુછ્યું. તો ખબર મલ્યા કે કનકચંદ્ર પર નવી માતુશ્રીએ મુકેલા ખોટા તહોમતથી તેને પરદેશ તેના બાપે કહાડી મેલેલ છે. આજ દિવસ ત્રણ ચાર થયાં અહીં નથી. આવા દીલગીરી ભરેલા ખબરથી કીશોરી પશ્ચાત્તાપ કરવા લાગી. સ્નિગ્ધાનો પતો ત્યાંથી ન મળ્યો આથી સુશીલાના ખોળીયામાં પ્રાણ રહે એવી આશા નહોતી. દિવસ પાંચ થયાં તો કડેકાટ અપવાસ થયા. વળી આવા માઠા અને દુઃખ ઉપજાવે તેવા ખબર સાંભળતાં બીલકુલ જીવવાની આશા રહી નહિ અને બેશુદ્ધ અવસ્થામાં પડીજ રહી. ત્યાંથી કીશોરી સુશીલાને ગાડીમાં નાંખીને ઘેર લાવી પણ કંઈ શુદ્ધજ ન આવી તેણે પ્રાણ

મૂકયો. આ ખબરથી સર્વ સ્થળે હાહાકાર વ્યાપી રહ્યો. માણેકચંદ્ર તેજ વિચારમાં ગાંડો બની ગયો અને ઘર ઘરને ઠેકાણે પાયમાલ થઇ ગયું. ઘર ઘર ભીખ માગીને સ્નિગ્ધાના શ્રાપ ખમતો થકો ભમતોજ રહ્યો. આ પ્રમાણે કન્યાવિક્રય કરનાર માણેકચંદ્ર પાયમાલ થઇ ગયો.

## પ્રકરણ ૧૩ મું.

### ખોટો આરોપ ને દેશવટો.

વિલાસપુરથી સુંદરપુર ફક્ત પાચ ગાઉ દુર હતુ એટલે ઘોડાના વાહનથી બે કલાકનો રસ્તો થતો હતો એટલે પ્રભાતમાં વહેલાસર ચાર વાગે ચાલે તો છ વાગે પહોંચી જવાતું. તેથી વેણીલાલ જે દિવસે પોતાના ઘરમાં ઘમરોળ હતા તેજ દિવસની પાછલી રાતે વિલાસપુરથી રવાના થઇ સવારના છ વાગે પોતાને ઘેર દાખલ થયો. જે કંઇ માલ લાવેલ હતો તે પોતાની દુકાનમાં ઠેકાણે નાખી ઘોડાને ખીલે બાંધી ખડ નાંખી ઘરમાં દાખલ થયો.

વનીતા આ વખતે વિચાર કરતી હતી કે કનકે મારી ઇચ્છા પુરી કરી નહિ તો તેને જો દેશવટો દઇશું તોજ ઝવેરીને ઘરમાં ઘાલી શકાશે નહિંતર કોઇ પણ ઉપાય હાથ લાગશે નહિ અને મારી જુવાની વ્યર્થ આ ઘરડાના જીવન સાથે જશે. તે આવી તો પહોંચ્યા. અરે હું શું કરૂં છું. કેમ ભુલી ગઇ. આ ઘોડા ઉપરનો સામાન ઉતારવા દુકાને ગયા અને હું કંઇ કરી શકી નહિ. કઇ ખોટા તરકટ કરી શકી નહિ. હવે વાર લગાડીશ તો વાત વંઠી જશે અને દુષ્ટસાલ રહી જશે. તેની જે કંઇક આશા હતી તેતો હવે નકામીજ ગઇ. કંઇ મુઇ માને ઘાવ્યે ઘાવણુ આવતું નથી. કયું તરકટ

શોધું તો રંગ સારો જામશે. આપણી બાજુમાં દયારામ રહે છે તે આ વાત મોટે સાદેથી થતી હતી તેથી ચોકસ સાભળતા તો હશે પણ શું હરકત છે. ગમેતેવો પુરૂષ હુશીયાર હોય પણ સ્ત્રી ચરીત્ર આગળ કોની કારી ફાવનાર છે. અરે એ આવે, હવે તો ઝટ કરૂં. એમ કહી ઘરના ઓરડામાં ઉંમરા ઉપર એક ઢીચણ રાખી એક ઢીંચણ ઉભો રાખી જમણો હાથ લમણે દઇને આંખમીચી રોયા જેવી થઇ ગઇ અને ઉદાસ ગમગીન ચહેરો થઇ ગયો હોય તેમ દેખાવ કરી એકીટસે નીચું જોઇ બેઠી

વેણીલાલે આવીને પ્રીયાને બોલાવી પ્રીયા હું પાંચ ગાઉની મજલથી થાકી ગયો છું તો મ્હને દાતણ ગોતી આપ. ત્યારે વનીતાએ મ્હોડું ચડાવીને કહ્યું કહો તમારા છોકરાને. હું તો આજે મારે પીયર જવાની છું. આવી તમારા ઘરની રીતભાતથી મ્હારી આબરૂ લુંટાણી. અરે હવે તો ઝેર ખાવાની છું. આથી મરવું બહેતર છે. પ્રીયા, પ્રીયા કોને કહો છો? જે તમારી પ્રીયા હોય તેને બોલાવો. અરે પ્રભુ આવુ અઘટીત કેમ સહન કરૂં. મ્હારૂં કહેવું ન માન્યું અને આ તમારા છોકરાને મ્હોડે ચડાવ્યો તેનું આ ફળ. ત્યારે વેણીલાલે નમ્રસ્વરે કહ્યું કે આમ રીસાવાનું પ્રયોજન શું અને આડાઅવળા વચનો ક્રોધમાં શામાટે કહેવાં પડે છે. અહોનીશ તમારો સ્વભાવ આવોને આવોજ, કદી સુધર્યોજ નહિ. ભલા તમારી આવી ટેવ કયાં સુધી રહેશે. ત્યારે વનીતાએ ક્રોધના વચનનો પ્રહાર કર્યો કે ઉલટા મને શામાટે ચીડવો છો? મ્હારો સ્વભાવ આવો હતો ત્યારે તમો મને પરણ્યા હતા શામાટે ? હમેશાં મ્હારા બાપને ઘેર આવી ઓશીયાળ ભોગવતા અને એક ગરીબ પારેવા જેવા બની ગયા હતા. પણ અત્યારે બધી આવી સફાઇ ( શેખાઈ ) શાની કરોછો. તમારા

દીકરાને લાડમાંને લાડમાં બાપુ બાપુ કહી ચડાવી દીધો છે. પણ યાદ રાખજો કે તે તમારી અશકતી વખતે તમને વેચીને ખાય જાય તેમ છે. તમોને હમણાં એકદમ પરદેશ મોકલવાનું કારણ પણ આજનું છે તમારા ગયા પછી મને કનેડવાની વાત તો જુદીજ. કહો આથી બીજી મુઝવણ શું ? હવે એતા બન્યુ પણ શુ કરૂં કે એક ખરેખર મ્હારા દીનાનાથ દયાએ મ્હારૂં દુઃખ ટાળ્યું. નહિતર અત્યારે તમારી સામી મુડદા માફક દેખાત. સમજ્યા આથી બીજુ શું ત્યારે વેણીલાલ કહે. પ્રીયા એવો શુ અનર્થ થયો છે. મ્હારો વહાલો કનક કદી તોફાન કરેજ નહિ. તે એવો સરલ ને ભલો તથા સમજુ છે કે અનર્થને તો તણે દુરથીજ દેશવટો દીધો છે તેના ગુણ કીર્તી આખા ગામમાંવખણાય છે અને તમો આમ કહો તે કેમ સાચું મનાય ? વનીતા—ત્યારે શું હું ખોટું કહું છું? તમોને આટલું આટલું કહેતા મ્હારો વિશ્વાસ નથી તો શું હું તો કંઇ હિસાબમાં-જ નહિને. અરે પરમાત્મા મ્હારા નિદોષપણા માટે મને અદલ ઇ-ન્સાફ આપજે. મ્હારા બચાવ માટે ઘણી પણ શત્રુ બનેલ છે. વેણીલાલ —શું છે? ત્યારે વાત કરને. વનીતા—હજુ સુધી પણ આપ અજાણ્યાજ રહ્યા. મ્હારૂં મેવા મીષ્ઠાનથી અધીક, રત્નોમાં અમુલ્ય રત્ન, કંચનમય સૌન્દર્ય રૂપ શીયલ હરણ કરવા તમારા પુત્રે મા-ગણી કરી. પણ ખરેખર દુઃખીનો બેલી પ્રભુજ છે તો તેની કૃપાથી મ્હારૂં શીયળ લુંટાણું નથી. મેં તેની સાથે આડી અવળી મસલત કરી જેમ તેમ કરીને વખત ગુમાવીને મોટી મોટી આશાઓ આપોને રાત્રી પસાર કરી. હળવે હળવે સૂર્ય પોતાનો પ્રકાશ ખીલાવવા માટે તૈયાર થએલો જણાયો. આ જોઇ નિસ્વાસ નાંખતો પોતાનું કંઇ વળવાનું નથી તેમ જાણી પોતાની સુવાની જગ્યાએ છુપાઇ ર-

હેલ છે અને જાણુતો પણુ નથી તેવો દેખાવ કરી ઉંદરની માફક ભોંણુમાં સંતાઇને બેઠો છે. તો હવે તેવો લંપટ અને નિર્લજ માણુસ મ્હારા ઘરમાં જોઇએ નહિ. માટે તેને દેશવટો આપો. કાંતો મને રજા આપો. વનીતાના ખોટા સંભાષણો સાંભલી જેમ અગ્નીની જવાળા પ્રગટ થાય તેમ ક્રોધની જવાળાએ વેણુીલાલના હૃદયમાં દેખાવ દીધો. ક્રોધમય સ્વરે કનકને બોલાવ્યો. કનકચંદ્ર પિતાશ્રીનો સાદ સાંભળી વિચાર કરવા લાગ્યો કે મારા પિતાશ્રી આવી પહોંચ્યા છે તેથી મારા માતુશ્રીએ મીઠું મરચું ભભરાવીને કલંકીત ખોટા મનના તરંગો રચાવ્યા જણાય છે અને મેં તેમની વાસના તીરસ્કારી માટે તેણે ધારેલો વિચાર મારા પિતાશ્રીના હૃદયમાં ઠસાવ્યો જણાય છે. ભલે ગમે તેમ હોય પણ આ કનકનું હૃદય કદી ખરાબ માર્ગે દોરાય નહિ. ઠીક પણ હવે ચાલ્ય જાઉં એમ કહી તરતજ કનકચંદ્ર પોતાના પિતા પાસે આવ્યો. કેમ પિતાજી શું કહો છો. આપ ક્યારે આવ્યા. અને બોલાવવાનું પ્રયોજન શું વેણુીરામના હૃદયમાં વનીતાનો વાદ બરાબર છપાઇ ગયો હતો. લોક વાક્ય જાણુતો હતો કે નવીમા (સાવકીમા) ને સાવકા પુત્રને કદી બનેજ નહિ અને કનકચંદ્રને કહાડતાં સૌકોઇ મને ધીક્કારશે. કારણુ કે તે કદી આવું કરેજ નહિ. સુગુણુ માતાએ ઉછરેલો બાળક સુગુણુજ હોય. સુંદરપુર ગામ ન્હાનું હતું. કનકચંદ્રની નાનપણુની કાલી કાલી વાતો ગામના લોકોને આનંદ આપતી હતી તેથી જો તેને કહાડી મેલું તો આ ગામમાં કોઇ મને કડુ વચન કીધા વિના રહેશે નહિ. આ મ્હારૂં ઘરનું ઘર દુકાન સરસમાન વીગેરે લઇને છાની રીતે પણુ સટકી જવાય નહિ વેચી શકાય નહિ એમ પ્રપંચ ગોઠવવા લાગ્યો. જોકે વેણુીરામ પ્રપંચનો વિષય બીલકુલ સમજતો

નહોતો તેણે તો વનીતાની વાત સાચી માની લીધી. દયારામે ખરી હકીકત ખાનગીમાં જાહેર કરી પણ તે તેને ગળે ઉતરી નહિ. કનકચંદ્રે પણ પછી શરમ મૂકીને શું બન્યું હતું તે સઘળું કહી દેખાડયુ. તેથી વેણીલાલને કંઇક શંકાતો પડી પણ ફરીથી વનિતાએ એવા ત્રી ચરિત્ર કરી દેખાડયા કે અંતે વેણીલાલે કનકચંદ્રને કહ્યું કે તારે મ્હારા ઘરમાં રહેવું નહિ. ગમે ત્યાં ચાલ્યા જવું.

આ વખતે કનકને તેના પિતાશ્રી સાથે નીચે પ્રમાણે સંવાદ થયો

( નફ્ટ નિર્લજ નકટા નરસૈયાની નારા—એ રાગ. )

કનક— પૂજ્ય પિતાશ્રી શું છોડો આ સુતને, વાંકવિણ કરી દુષ્ટમતિ

વેણી. વની.—ડાહ્યો જાણ્યો હવે આજથી તુજને,
શાને બોલે વેણો જુઠા અતિ

કનક— નહોતી પિતાજી વાસના મારી, છતાં ફસાવતી મોહાન્ધ નારી
શીખ દેતો મમ માતા પ્રતિ ... ... ... પુજ્ય. ૧

વેણી. વની.—ચક્ષુથી છેટો છોકરા જાને, નીચ હરામી તું બળગો શાને
થશે સહાય સર્વ છતી ... ... ...ડાહ્યો. ૨

કનક— કાઝી બનીને ન્યાય ચલાવો, શાણપણાથી કૃત્ય ચુકાવો
સાહસમાં શું તમ્બે રતી... ... ...પુજ્ય. ૩

વનીતા— મુગ્ધામણીને શાને વિસારો, વ્હાલે કરો કહી પુત્ર તુ માહરો
જઉં રીસાઇ હું તો પતી

વેણીરામ— વ્હાલી તજો તમે રીસ કહું પ્રીસ, કાઢું એ દુષ્ટને
કરી યતી ... ... ... ... ૪

કનક— નફ્ટ વેશ્યામાં શાને મોહોછો, એકજ પુત્રને શાને ખુવોછો
થશે પશ્ચાત્તાપ તમ કૃતિ... ... ...પુજ્ય. ૫

દયારામ- શુષ્ક ચતુરને શાને સતાવો, બંધુ દયા લેશ નવ શું લાવો
ભાભી મતી રમું જાર હતી

કનક- ... ... ... ... ...પુજ્ય. ૬

વેણીરામ- છોડો લવારી મૌનને લાવો, વેશ ભજાવી શું
મને સમજાવો; બન્નો જાઓ જાણું સર્વ ગતિ

દયારામ- મોહમાં અંધ બનીને સું ભ્રાતજી, કાઢો રસીકને દુર અતી. ૭

કનક- કાકા હવે મમ તાતની બુધ્ધિ, અંધ થઇ છે શાનને શુદ્ધિ
જઉં પતાજી રાનપ્રતિ ... ... ...
સ્વીકારો તાતજી મમ પ્રણામ છે, વિસારજો પ્રેમે ચેલોયતિ
પુજય પિતાશ્રો શું છોડો આ પુત્રને, વાંકવિણુ કરી દુષ્ટમતિ

વેણીલાલે કનકને ઘરમાંથી કાઢી મૂકયા પછી દયારામે કનકને પોતાને ત્યાં રહેવા ઘણો આગ્રહ કર્યો પણ કનકે તો પરદેશ જવાનો દૃઢ નિશ્ચય જણાવ્યો.

અંગ માડુ ઘર રહે, તીનુ અવગુણુ હોય
કાપડ ફાટે રણુ વધે નામ ન જાણે કોય.

અંતે મિત્રો તથા ગામ લોકો તરફથી પુષ્કળ માનપાન અને આશીર્વાદ મેળવી કનક સુંદરપુરને સલામ કરી રવાના થયો.

જન્મભૂમિ સુખધામ. તજીને જાઉં વિદેશમાં
છેલ્લા છેજ પ્રણામ, સુદરપુર રળિયામણા.

## પ્રકરણ ૧૪ મું.

## સ્નિગ્ધાનો કસોટી યાને દંપતિપ્રેમ.

સૂર્યનારાયણુ હળવે હળવે પોતાનો પ્રકાશ મંદ પાડતા પોતાના કીરણો ઢાંકી દેતા રાત્રીદેવીને આવકાર આપતા મનુષ્યને શાન્ત વખત

આપવા શ્રમ સમાવવા, પશ્ચિમ દિશામાં અસ્ત થવા લાગ્યા. કડીયા સુતાર મજુર લોકો પોતાનો રોજ પુરો થયો જાણી હરખાતા હરખાતા પોતાનું કામ આટોપી દઇ તેની રોજીના નાણા લેવા શેઠ પાસે જતા હતા ગૌમાતા પોતાના માટે ગોવાળીયાના હસ્તે ચારો ચરવા ગયા હતા તે હવે પોતાના ધણીને તેનો બદલો આપવા માટે પોતાના હમેશના ખીલા પાસે જતા હતા. આવા સમયે સુંદરપુરની ધર્મશાળામાં આપણો કનકચંદ્ર તથા કીશોરચંદ્ર વીચાર કરતા હતા. અરે હું આવતી સવારે વિમલપુર કીર્તિચંદ્રને ત્યાં જઇશ અને તેને પણ મળીશ. કીશોર ! તું મને અમુક રૂપીઆની રકમની મદદ આપ એટલે આવતી સવારે વિમલપુર જઉં. અહીંથી વિલાસપુર માત્ર ગાઉ ચાલીશ ને ત્યાંથી સળંગ ટ્રેઇનમા બેસી પરભારા વિમલપુર જઇશ. કીર્તીચંદ્રને મળીશ. તું અહીં રહેજે મ્હારી માતાના સર્વ ખબર કહેજે. મારા પિતાની ખબર અંતર પુછજે, તેની વૃદ્ધાવસ્થા છે તો તેને સહાય કરજે અને સર્વ ખબર મને લખજે. બીચારી સ્નિગ્ધા પણ મ્હારી માફક માતપિતાના દુઃખથી કંટાળી ગઇ હશે અને તેનો બાપ વૃદ્ધ સાથે પરણાવવા ઇચ્છે છે તેથી કીર્તીચંદ્રની વહુ ધનગવરી કે જે તેની બેનપણી થાય છે તેની મારફત મારી સાથે સંબંધ કરી મને પરણવા માટે વચન આપેલ છે ને તેની નીશાની મારા હસ્તકની અંદર રત્ન જડીત્ર મુદ્રીકા આ રહી ! આમ વાત કરે છે તેવામાં એક પોસ્ટમેને રજીસ્ટર પરબીડીયું કનકચંદ્રના હસ્તમાં મુકયું. સહી કરી. તેની અંદરનો પત્ર વાંચવો શરૂ કર્યો. પ્રથમ સરનામાના શબ્દો વાંચ્યા. તે વાંચીને ઘણોજ ખુશ થઇ ગયો. જેને માટે તે મોટા વિચારમાં ચિંતાતુર સ્વરે વાત કરતો હતો; જેને માટે દીલગીરી ભોગવતો હતો; જેને માટે ઉચાટ કરી પોતાને મળવા માટે

અવસ્થા કરતો હતો; તેનોજ કાગળ આવવાથી તેના આનંદનો કશો પાર રહ્યો નહોતો. તેનાં દુઃખનાં વાદળાં એકદમ અદૃષ્ય થઇ ગયા ને સુખનો પ્રકાશમય ભાનુ પ્રગટ થવા લાગ્યો.

| રજીસ્ટર ન. ૫૭ મેતા કનકચંદ વેણીલાલ હાથો હાથ સોંપવી. મુ સુંદરપુર. | ટ કીટ ચોડી છે. | પ્રાણપ્રીય પ્રીતમ પ્રાણાધાર, હૈયાકેરા હાર, નારીના શણગાર, વ્હાલા કનક |
|---|---|---|

જ્યારથી મેં આપની છબી જોઇ તથા મુદ્રીકા સોંપી વચનમાં બધાણી ત્યારથી હું આપની તથા આપ મ્હારા થઇ ચુકયા. મ્હારી ઉપર જે જે આફતો આવી છે તે સહન કરતાં કરતાં અને મને એક મ્હોટુ સંકટ પ્રાપ્ત થએલું કે જે સંકટમા સપડાતાં હું આપની નથી એવું સ્વરૂપ થતું હતું તેથી એકદમ છુટી ગઇ છું. રાત્રીએ મેં મ્હારૂં નગર ( વિલાસપુર ) ત્યાગી દીધું છે અને આપને મળવા માટે સુંદરપુર આવી છું. હું ગામમા ગઇ પણ મ્હારી સખી ધનગવરી મળી નહિ જેથી આપને રજીસ્ટર કાગળ લખવાની જરૂર પડી કે તમોને જલ્દી ને હાથોહાથ મળે હું આપની પાસે આપની સેવામાં હાજર છું. મ્હારા વચન પ્રમાણે હું આપનીજ છું. હવે આપ કાગલ મલતાં મને સુંદર બાગમાં મળશો કે જ્યા હું ઉતારો કરી રહીછું તે ફકત તમારા મેળાપ સુધીજ ત્યાં રહેવાની. મ્હારા સંકટ કે કંઇ પણ હકીકત હમણાં જણાવવા ચાહતી નથી પણ સમયે સર્વ કહીશ. અત્યારે આપ મ્હારા સંકટમા ભાગ લઇ મને તેમાંથી મુકત કરવા મને મળવા મ્હારા મુકામે પધારશો. એજ અરજ.

હું છું આપની દર્શનાતુર દાસી સ્નિગ્ધાતા પ્રણામ.

આ પત્ર વાંચતાં સ્નિગ્ધાના મેળાપ માટે અત્યારેજ અહીંથી જવાની ઇચ્છા કરી અને કીશોરને કહ્યું કે હે મિત્ર કીશોર હું હવે જઉ છું. ત્હારે મ્હારી બાબત કશી ફીકર કરવી નહિ. મ્હારી ભલામણ પ્રમાણે મને કાગળ લખતો રહેજે. મ્હારી પ્રીયાને સાથે લઇ જઇશ. તું જરાપણ ફીકર કરીશ નહિ. મ્હારે અત્યારે પણ જવાનું છે ને સવારે પણ જવું છું તો વ્હાલી પ્રીયાને મળી તેને સાથે લઇ વિલાસપુર જઇશ. માટે આપ ક્ષેમકુશળતાથી ઘેર જાઓ આ બાબત કોઇને કશી હકીકત કહેશો નહિ. શું ? કીશોર અમારા કરમની અંદર અમારા બન્નેને કુંવારા રહીને એકી સાથેજ દુઃખ ભોગવવાં સરજેલાં હશે. જો તેમ હોય તો ભલે. પણ ખોટા ને કપટી લુચ્ચો આ જગમાં જશ ખાટી જશે ને ખરેખર ભોળો ને ખરો, ભલો ને નીતિવાનજ ડુબશે તેતો મ્હારાથી સહન નહિ થાય કારણકે મ્હારૂં હૃદય નીતિ તરફ પૂર્ણ છે. સાચને આંચ નથી. આખર સત્યનો જય છે એવો પ્રભુનો ન્યાય છે. ઠીક કીશોર હવે હું જઉછું. છેલ્લા છે પ્રણામ.

પ્રીય કર મિત્ર કીશોર, છેલ્લા પ્રણામ છે તુને;
જાઉં પહેલે પહોર, દિલગીર થાનો ના કદી

કીશોરે ન જવા માટે ઘણો આગ્રહ કર્યો પણ પિતૃવ્રત કનકે તે કંઇ માન્ય ન કર્યું ને જવા માટે આજ્ઞા લીધી. નિરૂપાયે કીશોરે જવા કહ્યું. તે વખતે પ્રેમના આંસુડાં છલકાણા. કનકે ઘણા સોગન દઇ શાન્ત કર્યો ને કનક ત્યાંથી ગમન કરી ગયો. આ વખતે લગભગ સાડા દશ થઇ ગયા હતા. રાત્રી અજવાળી હતી. આ વખતે સ્નિગ્ધાબાલા બાગની અંદર બેઠી બેઠી ગાતી હતી. તે ગાયન સાંભળવા માટે છુપાઇને બેઠો. બાગની બહાર એક વાવ હતી તેના પગથીયામાં છુપાણો અને એક ચિત્તે સાંભળવા લાગ્યો.

અરિહંત પ્રભુ, વિતાડો વિજોગ હમારો હર્ષથી.
હે પુષ્પતરૂ, તું કહે ખરૂં પણ સુકાતો શુ તર્ષથી.
આજે તુજ માલી ક્યાંક છુપ્યો, જેથી કરમાઇ તુજ ગયો
સુગંધ પ્રસરતી અંધ વલો — અરિહંત. ૧
તુંને માલીવિણુ કોણુ શાન્ત કરે, તે નહોતાં આ સ્થીતીજ ધરે
તેમ ચાહે તન માલીજ પરે — અરિહત. ૨
તે માળી કાજ પિતુ ત્યાગ્યાં, વૃદ્ધ આતમનણા હરખો ભાંગ્યા
અહીં વાસ કરી ખબરો આપ્યા — અરિહંત ૩
વિલાસ વતન નામે સ્નિગધા, માતા સુશીલા માણેક પિતા
પણ કષ્ટ થકી બળતી ચિતા — અરિહત ૪
શુભ પત્ર લખ્યો પ્રીતમ મલવા, વહેલાં આવો વચન પળવાં
સંકટ સમયે સ્હાયે કરવા — અરિહંત. ૫

આવો સુર સાભળીને તે બાગનો માલી પોતાને કોઇ બોલાવતું હોય તેમ સાંભલી બહાર આવ્યો. પણ કોઇ નહોતું ફક્ત સ્નિગ્ધા બાગમાં રૂદન કરે છે તેથી તે સાંભળવા ઉભો રહી તે પુરૂં થતાં સુપ્ર જવા નિશ્ચય કર્યો.

પોતાનું નામ આવ્યું સાંભળ્યું. હું માલીજ. અને મ્હારે માટે આટલાં આટલાં સંકટ વેઠયાં તે મ્હને ચાહતી હશે. પણ શરમથી મ્હારે મ્હોડે કશું બોલી નહિ ને અત્યારે રૂદન કરે છે .માટે ચાલ તેની પાસે જઉ ને મળું ને તેને સુખ આપું. વાહ. વાહ. શું તે મને ચાહે અને હું તેને ગણુકારૂંજ નહિ તે તો ખોટું. તેવામાં સુર સંભળાયો.

અરે શશી! શશી! આટલી બધી શીતલતા તથા પ્રકાશ છતાં મને અગ્નીમાં શામાટે તરફડાવે છે ને અંધાર કરે છે. જ્યાં જોઉં

ત્યાં અંધકાર પણ હવે આ બાલાને શીતલતા આપ ને પ્રકાશ પાડ. હવે આ માલીથી રહી શકાણું નહિ. આટલાં આટલાં સંબોધન કહે છે. તાડુકી તાડુકી મને સંભળાવે છે? વળી તે નહિ મલવાથી રૂવે છે તો હુંજ કેવો મુરખ હવે તો સત્વર જાઉં પણ પ્રથમ તેનો જવાબ તો આપું કે હું આવું છું.

શશીને કહે શું બની મોહ અંધી
અતિ શ્રાપ આપે બની આજ અંધી.
વિયોગી વિચારી વદે વાણી ત્હારી
નથી અંધકારી નિશા છેજ ન્યારી.
ધરી ધીર બેસે અરે જો અત્યારે
બતાવું તને પ્રાણ પ્યારો સવારે
સુણી દુઃખ સંગીત ત્હારૂં રસાળું
ચીરાયેજ હૈયું હમારૂં મયાળુ

આવા શબ્દ સાંભળીને વિચાર કરવા લાગી કે આવી અર્ધ રાત્રીએ આવો સુર કોનો હશે. રખેજ કદાચ ને તો હોયની શુ. તેજ હશે ના ના કદી હોયજ નહિ જો તે હોય તો શું મ્હારી ચર્ચા જોતા હશે. ચાલ્ય બહાર જઉં છુપાણા હશે તેને શોધું. એમ કહી બહાર તપાસ કર્યો પણ કોઇ નજરે ન આવ્યું. કારણ કે માળીનું ઘર આ બાગનો પાછળના ભાગમાં હતું એટલે માળી તો તેની પછવાડેજ હતો. જેથી નજર ન પડી. જેથી વિલાપ કરવા લાગી. વ્હાલા, પ્રીય પ્રેમી, બળતાને શા માટે બાળો છો. જો આપ હોતો આપ મ્હારાથી કેમ છુપા રહો છો? તો હવે મ્હારે આધાર કોનો જેથી આ દુઃખણીને જલ્દી દર્શન દ્યો એમ બોલી આવતા ધ્વનિને ઝાઝો વખત થયો નહિ માટે ઉત્તર આપવા લાગી.

કોણુ કહે ખંધી મુને, કોણુ શીખ દેનાર
નહિ માનું હું કોઇનું. પ્રીતમવિણુ લગાર.

આનો ઉત્તર હળવેથી કનકચંદ્રે આપ્યો.

લીલા પ્રભુ તુજ અજબ અપાર
ઘેલી ! તુજ સહુ શબ્દ રસાળ
ગતી કર્મની અદ્દભુત નાર
અટકું જ્યાં ત્યાં થઇ તૈયાર

આ શબ્દ સાભળી માળી વિચાર કરવા લાગ્યો ખરેખર કનકચંદ્ર આવી ગયા હવે મ્હારી યાચના વૃથા જશે માટે કનકને મળું નહિતર તે હશે ને હુ જઇશ તો મ્હારા બુરા હવાલ છે. હવે સર્વ આશા ધુળ છે માટે આટલામાં કયાક હશે તેમ કહી વાવ આગળ આવી પહોચ્યો તો કનકચદ્ર પગથીયામા બેઠા હતા. ત્યા જઇ માળી મલ્યો. ઓહો કનકચંદ્ર આપ અત્યારે અહીં કયાથી ! આપની સ્ત્રી આપ માટે તરફડી રહી છે અને આ સર્વ વિલાપ આપ સાંભળતા પણ હશો તો હવે મલો. ત્યારે કનકે કહ્યું ના તેમ મળવું નથી તેની સર્વ ચર્ચા જોવી છે માટે આપ મ્હારી વતી જાઓ ને સમજાવો તથા વિષય વિષે યાચના પણ કરો. જો ખરેખરી સતી સ્ત્રી હશે તો જલ્દી જણાઇ આવશે અને પરીક્ષાથીજ મ્હારે તેને યોગ્યતા પ્રમાણે વરવુ છે હજુ ફકત સ્નેહ લગન માટે સંબંધ થયો છે. માળીને જોઇતું હતુ ને વૈદ્યે બતાવ્યું તે પ્રમાણે માળા જવાને માટે તૈયાર થયો ત્યાં વળા સ્નિગ્ધા બોલી.

( રાગ. ઓખાહરણની દેશી )

પ્રભુ શાને સતાવો છો. આજે, દર્શન ઘા નમું પ્રેમને કાજે
પત્ર વાંચીને હાંસી શું કરવી, મુજ અબલા મતી મંદ ધરવી

પ્યારા પ્રાણુ પધારોને પ્રેમે, પૂષ્પ ચાહતા આપને ક્ષેમે
કે'તાં માળી વિના કોણુ પાસે, અમને વારી હોંસેથી ઉલ્લાસે
કરતાં કલરવ જ્યારની આપી, નથી ધીર રહેતી નીશાથી
તમ કાજે સહુને હું ત્યાગી, આપ સેવામાં હાજર રાગી

આ સાભળતાંજ માળી એકદમ બાગમાં ગયો.

ઓહો પ્રીયા ! શું આપ મ્હારા વગરજ બેભાન બનેલા હતા. બસ આપની સર્વ આશા પુરી થશે અને આણુદ માણીશું ગભરાશો નહિ. ગઇ રાત્રે આપ શરમથી કશું બોલ્યા નહિ અને કનકનું બહાનું કહાડયું પણુ અત્યારે 'માળી. માળી.' કરતા રૂદન કરતાં તે સાંભળા આવ્યો અને માળી તો હુંજ છું. શું મ્હારા માટે તું વલો પાત કરતી હતી તો હવે હે બાળા ત્હારા વચન પ્રમાણે આ ત્હારા માળીને સ્વીકાર ને તારા મનના મનોરથ પુરા કર. તારા ઉપર પડેલી આફતથી મ્હારૂ હ્રદય ચીરાઇ જાય છે. પણુ હશે આપ બુધ્ધિશાળી છો તો આપજ સહન કરો. બીજી સ્ત્રી હોય તો જેમ થતું હોય તેમ થવાદે અને કાંતો આત્મઘાત કરે. સ્નિગ્ધાએ કહ્યું કે હે ભાઇ હું જે માળીને સ્મરતી હતી તે માળી આ કાયારૂપી કુસમને પોષનારો. નહિ કે બાગના વૃક્ષ ફળ ફુલને પોષનારો શું આપને હુ પતિ તરીકે સ્વીકારૂં કે. જો તેમ કરવું હોતતો ગઇ રાત્રીએજ હુ તમારા ચરણમાં તમારીજ થઇને રહેત માટે હે! ભાઇ. આમ અચાનક મ્હારા પતિ થઇને આવ્યા તે બીલકુલ પસંદ નથી માટે આપ આપના સ્થાનકે પાછા જાઓ. માલી કહે. અરે પણુ આપ શું બોલો છો મને તમોએ ખાસ બોલાવ્યો. મ્હારૂંજ રટણુ કરતા હતા અને એટલા સમયમાં બોલ્યા ફરી તે શું આપ જેવી સ્ત્રીને યોગ્ય છે ? માટે આપને આ વાત સ્વીકારવી પડશે. ઓહો શશીવદની પ્રીયકર

મનોહારી. શ્યામ સ્નિગ્ધા ! મને ભાઇ ન કહેતાં પતિ ધારીનેજ બોલાવ. મ્હારી સાથે સંસાર સુખ ભોગવ. અને હમેશાં આ બાગની સુગંધી મંદમંદ લ્હેર લઇ વિચર. અમારા માણસો કાલ સવારથી ત્હને પુષ્પના હાર પહેરાવશે ફુલના ગજરા આપશે. વ્હાલી પ્રીયા. આમ હઠ ના લેવાય. વચન પ્રમાણે પાળવું જોઇએ અને આ માળીને સ્વીકારવો જોઇએ. આ બાગનો પણ માળી તે આપનો પણ માળી સમજી લ્યો માટે આપ મ્હારા વચનનો સ્વીકાર કરો અને આજની રાત્રી સફળ કરો. હવે સ્નિગ્ધાએ જાણ્યું કે જો આનો તિરસ્કાર કરીશ તો આ વિના બીજું કોઇ સ્હાયક નથી. આજની સવાર પણ હવે નીકળે તેમ નથી. જો ન બોલી હત ન રોઇ હતતો સારૂં થાત. હશે કર્મ બે ડગલા આગળજ છે. તો હવે પ્રભુ સ્મરણ કરી અરિહંત પ્રભુનું નામ લઇ એને શીખામણ આપું. ધર્મ વાક્ય કહું. સમજાવું અને છેવટે સ્ત્રી ચરીત્ર કરૂં કદી ઘરની બહાર નીકળી નથી તે હમણાં બે દિવસ થયાંજ આ દુઃખ વેઠુ છું. મને આશા તો કનકની હતી. હા હજી પણ કનક પાસે શરમ ત્યાગી મળીશુ. શરણ ઉપાય તો ઇશ્વરનોજ છે એમ કહી તે માળીને કહેવા લાગી, વીરા આવી દુષ્ટમતિ ક્યાંથી તને સુઝી. હે માળી આ નિરાધાર અબળા ઉપર જુલમ ગુજારવો રહેવા દે. તું વિચાર કર કે પરસ્ત્રીને બળાત્કારે ફસાવી અવિચારી વચન કહેતા તથી ત્હારી કાયા રૌરવ નરકને માટે અધિકારી નીવડશે માટે વિચાર અને સમજ.

( રાગ મહીદીપની ચાલ )

શ્રવણ કરો નીપુણવંત, કેમ આંધ આશો
ધ્યાર કરી ચપળ નાર, દુઃખમાં ડબાશો
ત્યાગ પ્રીત અપરંમાર, પ્રથમનાઇ બારૂં

ચેત યાર ભમે કાળ, જાય સુખ ત્હારૂં.
લકરાય પ્રબળ દુઃખ, જાનકીને દેતો
તેની દુષ્ટ રીતથીજ, નાશ પામ્યો એતો
વિષય લુબ્ધ ખોય પ્રાણ, કાં થવાની હાની
ભુદર વદે ધર્મશાસ્ત્ર, સાર લે પીછાની.

હે ! ભાઇ આ કાયા પંચભુતની બનેલી છે તે જ્યારે ત્હારૂં લેણું આ જગત સાથે સંપૂર્ણ થશે ત્યારે તું ત્હારા કરેલ કૃત્ય ભોગવવા કુંભીપાકમાં રીબાઇશ. પંચભુત પંચભુત સાથે મળી જવાના. હે ભાઇ તે પંચભુત કયા તે સાંભળ. પૃથ્વી, પાણી, અગ્ની, વાયુ આકાશ. લોહી અને પાણી, અગ્ની જઠરમાંની, શ્વાસ તેજ વાયુ, માટી એટલે પૃથ્વી, પોલાણ તે આકાશ.

द्यूतंच मांसंच सुराच वेश्या
पापर्द्धि चौर्य्य परदार सेवा
एतानि सप्तानि व्यसनानि लोके
घोरातिघोरं नरकं नयन्ति

માટે હે ! ભાઇ જરા વિચાર કરી લેકે અનંતા પુન્યના થોકથી માંડ માંડ મનુષ્ય જન્મ મળ્યો છે તો તેને શા માટે અશુભ ને અશુચીથી વ્યર્થ ગુમાવી આ દેહને દુઃખરૂપી સમુદ્રમાં ડુબાડે છે. નીતિ સત્ય ને શીયલ નામ નાવથી આ ભવસાગર તરી જા. હું જે અત્યારે દુઃખમાં પીડાઉં છું તે પૂર્વભવની કમાણી છે; તે આ ભવમાં ભોગવું છું અને આ ભવની કમાણી પરભવ ભોગવીશ તેમ ત્હારૂં પણ સમજજે, માટે સુકૃત્ય કરી ભવસાગર તરીજા. ત્હારી માફક વિષયલંપટ મનુષ્યોની કેવી કેવી દશા થઇ છે તે આપણા શાસ્ત્રથી

તથા ઐતિહાસીક વૃન્તાતથી ખ્યાલમાં લેશે માટે વીરા મને મ્હારૂં શીયળ વૃત સાચવવા દે. ત્હારા દુષ્ટ વિચાર માટે પશ્ચાત્તાપ કર અને પ્રભુ પાસે માફી માગી તેનું નિવારણ કર. આથી માળી ઉલટો ચીડાઇ ગયો અને કહેવા લાગ્યો ત્હારા આ ભભુતી વેશના સાધુ સમ વચનો હું ધ્યાનમાં રાખીશ નહી. અત્યારે ખરેખર બળાત્કાર કરીશ પરાણે વિષયવાસના પુરી કરીશ. માટે ત્હારી મેળેજ તું મને પ્રેમથી ચુંબન લે. અહીંઆ તને કોઇ મુઝવનાર નથી આપણે બંને લ્હેર કરીશું માટે સમજ પ્રીયા સમજ. હવે સ્નિગ્ધાએ જાણ્યુ કે આ માળી હવે તો માને તેમ નથી માટે મ્હારા સતીત્વના બળથી તેને જમીન ભર કરી દઇ એકદમ અત્યારેને અત્યારે રવાના થઉં એમ વિચાર કરી એકદમ ધક્કો મારી જમીનભર કરી દીધો અને કહ્યું કે ચાખ તરકટી ત્હારી તીખાશના ફળ. મ્હારા વચન જયારે માન્ય કર્યા નહિ અને મોહાન્ધ બની જઇ અત્યાચાર કૃત્ય માટે બળાત્કાર કરવા ઇચ્છે છે ? સંભાર ત્હારા પ્રભુને કે જેથી સદ્‌ગતિ થાય તે માણસ બેચાર ગોથા ખાઇ બેશુદ્ધમાં આવી ગયો. વેળુ હોવાથી બીલકુલ વાગ્યું નહિ, પણ હોંસકોસ ઉડી ગયા. સતીનો પ્રભાવ એવોજ છે. કનકચંદ્ર પોતાનું નામ સાંભળી એકદમ દોડી આવ્યો અને જુએ છે તો તે બાગનો માલી બેશુધ્ધ છે અને સ્નિગ્ધા સ્ત્રીએ પોતાનું સત્ય જાળવી રાખ્યુ છે. વાહ. સતી વાહ. તને હજારવાર ધન્યવાદ છે એમ કહી એકદમ તે માળીને ઉઠાડી પાસેના એક આરામ ઓટલા ઉપર સુવાડયો તથા આંખે પાણી છાટયું અને સતીના વખાણ કરી કહેવા લાગ્યો કે સતી સ્નિગ્ધા આપ મ્હનેજ ચાહોછો. મ્હારા માટે આ સ્થિતિ ભોગવી. જંગલ વેઠયું. વૃદ્ધ પતિ ત્યાગ્યો. માળીને બેશુદ્ધ કર્યો અને

શીલવ્રત જાળવી રાખ્યું માટે આપ જેવી સતી સ્ત્રીને હું પામી ભાગ્યશાળી થયો છું. હું કનકચંદ્ર છું મ્હારી નવી માતાના ખોટા તહોમતથી પરદેશની શિક્ષાને પાત્ર થયો છું. તે ફક્ત પિતૃ વચન માન્ય કરવા માટેજ આપની સખી ધનગવરીના કહેવાથી મેં આ- પની સાથે પત્ર લગ્ન કર્યાં. અને તેની નિશાની દાખલ તમોએ મોકલેલી વીંટી તે આ રહી. પણ મ્હારી છબી કયાંછે તે બતાવશો ત્યાર પછી મારી માતા મરી જવાથી બીજી પરણ્યા. તે કુલટા નીકળવાથી તેણે વિષય વિષે યાચના કરી પણ હું ત્હારી માફક ડગ્યો નહિ અને મારૂં વ્રત પાળ્યું જેથી તેણે ઉલટું ઠસાવી મને પરદેશ મોકલ્યો. હું નીકળ્યો ત્યારે મારી પાછળ ઘણા માણસો આવ્યા અને મને નહિ જવા દેવા ઘણો આગ્રહ કર્યો. મ્હારા કા- કાએ તો મને સમજાવવામા બાકી રાખી નહિ પણ પિતાની આજ્ઞા માન્ય કરવી તે મ્હારી ફરજ છે એમ ધારી સર્વના મનનું સમા- ધાન કરી સમજાવીને પરદેશ જવા માટે નીકળ્યો. તમારો કાગલ મને ધરમશાળામાં મળ્યો એટલે સવારે જવાને બદલે અત્યારેજ તમોને મળવા માટે નીકળી પડયો. અહીં આવતા તમારી પરીક્ષા કરવા માટે વાવના પગથીયામાં સંતાયો. પછી આ માળીએ રાડ પાડી ત્યારે આવવાની જરૂર પડી તો તારૂં સતી સ્ત્રીનું પતિવ્રત જોઇ ખુશી થયો. વાહ. સતી. વાહ.

( રાગ. હોરી. )

વાહ ! વાહ! ટેક સતી ત્હારી (૨)
કોલ આપી જેને તન સોંપે, તેની નિશદિન યારી
તે વિણ અવર સહુ ભ્રાતાને, પિતુ ગણે હે સન્નારી
છો શીયળવ્રત ધારી. વાહ ! વાહ ! ટેક ૧

દુષ્ટ લગ્નથી દુર રહીને, કનક સ્મરણ અંતર સંભારી
સત્ય વચન અનુસરવા રઝળી, એકલ દુઃખ સહનારી
કીધી પૂર્ણ પરીક્ષા પ્યારી. વાહ ! વાહ ટેક. ૨
શુભ નીતિને સદાચરણથી, તર્યાં ખરાં સતી નારી
ખરી કસોટી કસતાં આજે, ટેક ન તજી કામણગારી
સીતા દ્રોપદીની સહચારી. વાહ ! વાહ ! ટેક. ૩
પતિવ્રતા સદ્‌ગુણીદારા, અડગ દઢના ઉપકારી
સ્વીકારૂં ગણી લાયક પત્ની, સમજી નહિ વ્યભીચારી
હર્ષોત્સવ વૃધ્ધિ ભારી વાહ ! વાહ ! ૪

સ્નિગ્ધા કહે વાહ પ્રીતમ, મ્હેં મ્હારી ફરજ બજાવી છે. અને સમજું છું કે સતી સ્ત્રીનું કર્તવ્યજ તેજ છે. વાહ. પ્રીતમ. વાહ. શું આપે મ્હારા માટે આવા આવાં સંકટ સહન કરી અત્યારે આ દાસીની વ્હારે આવ્યા.

છઉં હું રંક દાસી તમારી (૨) ટેક.
નથી ઉપકારી નથી દુઃખીયારી, નથી સીતાની સહચારી
તે ઉપમાને લાયક નથી હું, છઉં તમ પદની પુજારી
માગું છું દરશન ઉચ્ચારી, છઉં રંક દાસી ૫
અર્ધ નિશાએ વ્હારે ધાઇ, પત્ર થકી પ્રમદા સ્વીકારી
અરિહંત કૃપાથી સુખમય ભાનુ પ્રગટ્યો એ કૃતિ ન્યારી
છો ખરા તમો આભારી છું રંકદાસી ૬

પ્રેમમાં પડી ગએલા દંપતી બાળીને સુવાડીને પછી તેની સંભાળજ રાખી શક્યા નહિ તેવામાં બાળો કંઇક શુદ્ધિમાં આવ્યો સતી સ્નિગ્ધાને નમી પડ્યો માફી માગવા લાગ્યો અને કહેવા લાગ્યો મ્હારી વ્હાલી બહેન સ્નિગ્ધા હું ભુલ્યો તમારૂં કહેલું માન્ય કર્યું

નહિ ધીક્કાર હોજો મ્હને. હું રૌરવ નરકનો અધિકારી નીવડીશ મ્હેન સ્નિગ્ધા મેં આપને પીગળાવવા ઘણુંજ દુષ્ટ વચન કીધાં હોય તે માફ કરશો. આપનું શીખામણ વચન માન્ય કર્યું નહિ, તમારા શીયળ વ્રતની તારીફ કરવા કનકે મોકલ્યો હતો પણ મોહમાં અંધ બની અવિચાર તરફ વિચર્યો. સ્નિગ્ધા કહે હશે ભાઇ કશી હરકત નહિ જ્યારે મોહ આપે છે ત્યારે કશી શુદ્ધસાન રહેતી નથી, મોહ આંધળો છે. હોય ભાઇ હવેથી પરસ્ત્રીને પોતાની મા બેન સમાન ગણવી એવી પ્રતિજ્ઞા લ્યો અને પુન્ય કરી કરેલાં પાપનાં પ્રાયશ્ચીત કરો. મ્હારૂં નામ, સૌન્દર્યલાલ મ્હારા બાપનું નામ અક્ષખરામ મ્હારૂં મુળ વતન વિમલપુર અહીંઆ નોકરી અર્થે આ બાગના માળી તરીકે રહ્યો છું, વિમલપુરમાં મ્હારો ભાઇ રહે છે તેને ત્યાં મ્હારે વિવાહ પ્રસંગ ઉપર જવાનુ છે. આવતી કાલે જવાનો છું માટે આપ મ્હારી સાથે ચાલો. તમો બન્ને દુઃખી છો હે કનક તમારા પિતાશ્રીએ દેશવટો દીધો છે તેમજ મ્હારી બેનને પણ તેવાજ ઉલટા પ્રસંગથી બહાર નીકળવું પડયું છે માટે આપણે વિમલપુર જઇશું ત્યાં મ્હારો ભાઇ છે જેથી કશી હરકત પડશે નહિ. તેમજ મ્હારી બેનને ત્યાં આવવાથી હરકત નથી એમ કહી સવાર પડતાં સૌન્દર્યલાલ સુંદરપુરમાં જઇને વિલાસપુર સ્ટેશન સુધીની ગાડી જોડાવી સ્નિગ્ધા સૌન્દર્ય ને કીશોર ત્રણે જણા વિલાસપુર સ્ટેશન આવ્યા. અહીંઆ સ્નિગ્ધા ઘણીજ ધ્રુજતી અને કહેતી કે ભાઈ સૌન્દર્ય અહીંયા મ્હને જાળવજો અને હું ઓળખાઉં નહિ તેમ કરશો. જોકે વિલાસપુર મ્હોટું શહેર છે જેથી મ્હને ઓળખે તેમ નથી છતાં તાજી વાત માટે સર્વ તપાસ કરતુ હશે. એમ વાત કરતાં કરતાં વિમલપુરની ટીકટ થઇ સૌન્દર્યલાલે પણ ટીકટ કહાવી ટ્રેઇન આવી

પહોંચતા તેમાં બેઠા. ટ્રેઇનના ટાઇમસર ટ્રેઇન ઉપડી. મેઇલ ટ્રેઇન ઘણુંજ વેગથી ચાલવા લાગી મોટા મોટા સ્ટેશન કરતી વિમલપુર જવાને માટે ઝડપ લેતી હતી. અંદર આ ત્રણે વાર્તાના ગપાટા હાંકતા હતા. સ્નિગ્ધા પાસે સૌન્દર્યલાલ મારી માગતો હતો અને બ્હેન કહી બોલાવતો હતો આમ કરતાં કરતાં મણીપુર નામનું એક મ્હોટું સ્ટેશન આવ્યું. ત્યાં ટ્રેઇન મેઇલ હોવાથી ફક્ત દશ મીનીટજ ઉભી રહી.

## પ્રકરણ ૧૫ મું.

### વંઠેલી વનીતા.

**વિષય અંધ છે** જે કોઇ તેના પંજામાં સપડાય છે તે તેમાંજ લુબ્ધ બની જઇ છુટી શકતું નથી તેમ વનીતા વિષય અંધ બની ગઇ હતી. કનકચંદ્રને પરદેશ કહાડયા પછી ઘરની સત્તા પોતાને હસ્તક રહી હતી ગમે ત્યારે ઘેર આવે ગમે તેમ કરે, ગમે તેમ ઉડાડે ગમે તેમ બોલે, વર્તે જે નડતર હતું તેતો ગયું. વેણીલાલ વનીતાનો એક શબ્દ પણ પાછો ફેરવે તેમ નહોતો. રસોઇમાટે રસોઇયણ હતી ને ઘરનું કામકાજ માટે કામવાળી હતી જેથી કંઈ અડચણજ નહોતી પોતે નવરી એટલે તેના મગજમાં વિષયભોગ રમ્યા કરે અને વિચાર કર્યા કરે કે અરે પ્રભુ મારા સ્વરૂપ મ્હારી સૌન્દર્યતા તથા મ્હારી પ્રેમની લાગણીવાળી સંપૂર્ણ યૌવને ભરપુર વીશ વરની છટકેલી બાળાને શું મનગમનો મોહન નહિ મળે ખરેખર મળશે મ્હારા નેણના ઇશારાથી ગમે તેવો ચતુર તથા ટેકવાળો પુરૂષ હોય તે પણ પાણી પાણી થઇ જાય છે. અરેરે અત્યાર સુધી મ્હારૂં યૌવન ધુળમાંજ મેળવી દીધું તો શું મ્હારી આખી જીંદગી તેવીજ દુઃખમય

મ્હાડવી પ્રેમના કટાક્ષ વચનથી અમે તેને ફસાવી મ્હારી આગળ ખડો કરૂં ત્યારેજ હું અપ્સરા તુલ્ય ખરેખરી બાળીકા વનીતા મ્હારા દુષ્ટ પિતાએ તો મ્હારૂં જીવન નિર્માલ્ય બનાવી દઇ આ નપુંસક યાને નમાલા પુરૂષને ઝટપટ પૈસા લઇ પરણાવી દીધી. આવા ઘરડાની વેરે મ્હારા જેવી મોહીની હોય. હું કનકચંદના ભરોસે રહી આ ઘરડાને પરણી પણ તે કનક પણ ફસકી બેઠો અને મને દુઃખ દેવા લાગ્યો પણ ઠીક થયું કે તે પરદેશ રખડતો રહ્યો તે પણ મ્હારા કટાક્ષ વેણ રખડતો રખડતો સાંભળતો હશે અને મ્હારૂંજ રટણ કરતો હશે. હવે હું સ્વતંત્ર થઇ તો ચાલને હવે પેલા જુની સ્નેહી પાસે જઉં ને તેની સાથે આનંદ કરૂં. વેણીલાલની તો બીલકુલ બીકજ નથી કારણ કે કદાચ તે જુએ તો કહેવું પડે કે તે મ્હારો ભત્રીજો થાય છે. મ્હારો કુટંબી થાય છે, મ્હારી સખીનો વર થાય છે મ્હારો બનેવી થાય છે મ્હારો પીત્રાઇ ભાઇ થાય છે મ્હારી બેનનો દીકરો (ભાણેજ) થાય છે તેમ કહીશ એટલે તે બોલી પણ શકશે નહિ. અહાહા. હવે તો બસ કોઇની દરકારજ નથી નવા નવાં નવરંગી વસ્ત્ર પહેરશું, ઉંચી ઉંચી મીઠાઇના મીષ્ટાન ખાશું, રંગભોગમાં લ્હેર કરીશું અને વળી કુકમ તો જુદોજ. નીચ કનકચંદ્ર તો મ્હારૂં માન્યોજ નહિ નહિંતર દેવને પણ દુર્લભ તેવાં અત્યંત સુખ ચખાડત અને વળી ફજેત થાત નહિ. પણ હજીએ શું હરકત છે ક્યાં ચોરી કરવી છે કે ફજેત થાવું પડે. આપણા ઘરમાં આપણે ગમે તેમ કરીએ કોણ કહેનાર છે એમ વિચારી સુંદર લુગડાંના ઠાઠમાઠથી અલંકારથી ભરપુર વનીતા હસતે ચહેરે પાણી ભરવા ગઇ. ઉંચામાં ઉંચા વસ્ત્રાલંકાર પહેરેલાં હતાં. સરીતાના પુલ ઉપર બેઠેલા મનહરલાલને કહ્યું કે તમો હમેશાં અહીંઆ શામાટે

બેસોછો. દરેક સ્ત્રીઓ પાણી ભરવા આવે ત્યારે કોઇના સામું નહિ ને મ્હારા સામું કેમ જોતા રહોછો. કેમ શું કુંવારાવસ્થાના ખેલ યાદ આવે છે? હવે તમો તેમાં નિરાશ થાઓ નહિ. તેવું સુખ આજે ઇચ્છોછો? જો તેમ હોય તો આપો વચન. હું તમારૂં અંતર સમજતી પણ તે વખતે મ્હારો કશો ઇલાજ નહોતો. પણ અત્યારે હું સ્વતંત્ર છું. જે સાલ હતું તે કહાડયું માટે હવે આપને બોલાવવા પડયા ઝવેરી કહે. વાહ. વાહ ત્યારે મ્હારૂં ધારેલું કામ સફળ કરશો.

શોખીલા શેખી કરોછો શાની (૨)

ત્રેવડ કરજો માળ સોનાની, ઝટપટ આપીશ છાની છાની

પણ ભાળું આનાકાની શોખીલા

ઇચ્છા નથી કરવા દિલજાની, ખોટી શેખીથી હુ બહેંમાણી

મમ આશા ના પુરાણી શોખીલા

અંગ ભોગની વાત અજાણી, બાળકુંવારા એ એંધાણી

મનગમતી લ્હેર લ્યો માણી શોખીલા

ઠીક હવે જો આપની ઇચ્છા હોય તો આજ રાત્રે આઠ વાગ્યે મ્હારે ઘેર આવજો એમ કહી ઉતાવળી ઉતાવળી ઘેર ગઇ.

હવે સાંજ કયારે પડે આઠ કયારે વાગે, ઝવેરી કયારે આવે તથા વેણીલાલ દુકાને કયારે જાય. આજે હવે આઠ વાગવા આવ્યા વેણીલાલને ઝટપટ જમાડી દુકાને તગડયા અને પોતે રાહ જોઇને ઘરના ઉંબરા ઉપર બેઠી. નવીન લુગડાં પહેર્યાં ઘેર કોઇ ન રહે માટે ચાકરડીઓને પણ વહેલી વહેલી ઘેર મોકલી દીધી સર્વસત્તા પોતાને હસ્તક હતી એટલે કોઇ આડુ આવનાર નહોતું. ઘડીઆળમાં ટણીંગ ટનીંગ આઠના ટકોરા થયા કે તરતજ ઝવેરી આવી પહોંચ્યા ઝવે-

રીને જોતાંજ આડું વાળીને બેઠો ને કહેવા લાગી કે આપની પાસે મેં જે વચન માગ્યું છે તે લાવ્યા છો : જો લાવ્યા હોતો લાવો ન લાવ્યા હોતો કાલે આવજો ત્યારે ઝવેરીએ કહ્યું, શુ પ્યારી આમજ દિલ તપાવશો; આશા આપીને આપ રખડાવશો. નિરાશ ના કરો, રીસ ઉતારો, લ્યો આપની સોનાની માળા, પછી કંઇક કહેશો. ( એમ કહી ડોકમાથી માળા કહાડીને ઉતારી દીધી ). હવે તો બોલશો ને. વનીતા અરે હા. કેમ નહિ બોલું મ્હારૂં મનનું ધાર્યું કરીશ ત્યારે બોલીશ. આજે તો બોલાવું છું પણ કાલ રોજે એક વસ્તુની ઇચ્છા થઇ છે તે લાવશો ને ઝવેરી કહે શા માટે નહિ લાવું. પ્રોયા તુ તો મારે દિલજાન પદમણી છો.

રીસ ચડી શું સુદરી, તુંથી અધીક ન છેજ
ઇચ્છા યાચી પ્રેમ દે, વહાલી પાળું સેજ.

વનીતા—પ્રીય પ્રેમી વાહ હું શા માટે રીસાઉં. મારે મન શુ ઓછું છે. પ્યારા તમો મળતાં હું સર્વસ્વ પામી ચુકી છું પણ એક લાલસા પુરી કરો એટલે બસ. લ્યો પ્રેમ ચુંબન.

સાડી બનારસી સાચી જરીની
શુક રંગથી રગેલ.
લાવો રસીલા ઇચ્છા એ મ્હારી
ચોક જરીથી ગુંથેલ.

ઝવેરી કહે ઓહો કાલ રોજે ગમે ત્યાંથી તે મંગાવી લાવું. બસ.

હવે અહીંઆં કનકચદ્રનો કાકો દયારામ નદી કીનારે આવેલો હતો ત્યારે વનીતા જે વાતો કરતી હતી તે સર્વ સાંભળી આજ રાત્રે વેણીલાલને તે તરકટ પ્રત્યક્ષ બતાવવા અને વનીતાના પોકળ ખુલ્લા કરવા માટે પોતાના ઘરની અંદર ખાસ રહેલ હતો. દુકાને

આજ ગયેલ નથી. જેવો ઝવેરી ડેલીની અંદર દાખલ થયો ને વનીતાએ તેને અંદર લઇ બારણું વાસી લીધું કે તરતજ વેણીલાલ દુકાને બેઠેલ હતો ત્યાં ગયો અને વેણીલાલને સર્વ વાતચીત કહી વેણીલાલ—ભાઇ દયારામ તમો શું તેનીજ વાત કર્યા કરી મને ભરમાવો છો. શું વનીતા ખરેખરી સતી છે તે અબળા તેવી હોયજ નહિ. તે વખતે પણ શુદ્ધ રહેવા પ્રયત્ન કરતી હતી અને શુદ્ધજ છે માટે તમો તમારે કામે વળગો. આમ અબળા ઉપર તહોમત નાંખવા મગજ પ્રેરો નહિ. કનકની વતી વેર વાળો નહિ. કનકનો વાંક હતો ત્યારેજ પરદેશ કહાડયો તે કંઇ ગેર વ્યાજબી નથી. ભાઇ દયારામ કહે વેણીલાલ જ્યારે તને કશો ભરોસો નથી તો તારી આગળ તેનું પારખું કરી દેખાડું. જ્યારથી તું તેને વર્યો છું ત્યારથીજ મેં તો ભવિષ્ય ભાખ્યું હતું કે દુર્ગુણી, નિર્લજ, નીચ કુલટા છે પણ હજુ તો તમોને કંઇ લેશ માત્ર ખબર નથી તો હવે ચાલો દેખાડું તેના તરકટના તરગનો રંગ

એમ કહી વેણીલાલને સાથે લઇ બન્ને જણા ઘેર આવ્યા તો ડેલી બંધ હતી. જેથી તે ન જાણે તેમ ડેલીનો ખખડાટ કર્યા વગર ગુપચુપ છુપાઇને ઉભા રહ્યા. તો ઉપરનો પ્રેમી પચરંગી રંગનો ખ્યાલ માલુમ પડયો. ધગધગતા અંતઃકરણે મુઝાવા લાગ્યો. કે હવે મ્હારી તથા ઘરની આબરૂ ખોવી નહિ, પાયમાલ થવું નહિ કોર્ટમાં જવું નહિ અને ફજેતી કરવી નહિ તેવા વિચારોમાં તે અતિ મુઝાવા લાગ્યો. આ વખતે કનકચંદ્ર યાદ આવ્યો. જો તે હત તો શુભ તરંગ વિચારી તેને સુધારત, પણ કુલટાના કહેવા પ્રમાણેજ હું રહ્યો માટે હવે ઘરનું ગમે તેમ થાય, મ્હારા પુત્રની પાયમાલી તથા દુઃખ તે મ્હનેજ દુઃખ. હશે હવે તો પુત્રની ઓથે જવું. ભાઇ

દયારામ મને બચાવ. આ મ્હારી કુલટાના પ્રેમ પાસથી બચાવ. ઘરડે ઘડપણે બાઇડીની ઇચ્છા થઇ પુત્ર પરણાવવો જોઇએ તેને બદલે પોતે પરણ્યો અને સગુણ કનક જેવા પુત્રને પરદેશ કહાડયો એમ પસ્તાઇ ત્યાંજ બેભાન બની ગયો. હવે તો કનકને જોઉં ત્યારેજ અન્ન જળ ખપે તે સિવાય મ્હારે કશું જોઇએ નહિ તેની પછવાડે શોત માટે જંગલ જઉંછું નસીબમાં હશે ત્યારે મળીશુ. આમ વિચારી તેજ રાત્રે વેણીલાલ નગર બહાર નીકળી ગયો. પ્રભુ, પ્રભુ, જે મનુષ્યો સાહસ કરે છે તે અંતે પસ્તાય છે.

## પ્રકરણ ૧૬ મું.

### સ્નિગ્ધાનો નવી આફતમાંથી છુટકારો.

મણીપુર એક રળીયામણું ને વ્યાપારીક મથકનું સારૂં અને વસ્તીથી વિસ્તારવાળું મોટું શહેર હતું અને તે આખી દુનીયામાં ઘણુંજ જોવાલાયક નગર હતું. આમ ધારી કનકચંદ્ર. સ્નિગ્ધા બાળાને સૌન્દર્યલાલ ત્રણે જણા તે જોવાને માટે એક દિવસ રોકાણા ટ્રેઇનવાળા એક દિવસ લાંબી મુસાફરીવાળાને કોઇ જગ્યાએ રોકાવું હોય તો રોકાવા દે છે તેજ ટીકટથી. તેથી આ સ્ટેશન ઉતર્યાં, ગામમાં જઇ એક ધરમશાળામાં પોતાનો સામાન ઉતારી ત્યાં ઉતર્યાં. સૌન્દર્યલાલ મણીપુર નગરનો જાણીતો હોવાથી તેમને ખાવાને માટે ટીફીન લેવા સારૂ મોકલ્યો અને કનકચંદ્ર જંગલ જવા માટે ગયો. ત્યા જંગલ જવા માટે નદીને સામે કાંઠે જવાતું હતું તેથી નદી ઘણી દુર હતી એટલે લગભગ એક કલાકનો રસ્તોજ થતો હતો. ગામમાં ઘેર ઘેર પાયખાનાનો બંદોબસ્ત હતો પણ આ ધરમશાળામાં તેમ નહિ હોવાથી ધર્મશાળાના દરવાનને

પુછતાં બહુજ દુર જવાની ફરજ પડી. સ્નિગ્ધા બાલા જે ઘણી પતીવ્રતા સ્ત્રી સદ્દગુણી હતી જેણે શીયળવ્રતનો જન્મથીજ અંગીકાર કર્યો હતો તે આ ધરમશાળામાં રોકાઇ સર્વ સ્ત્રી પુરૂષોની પેઠે રહી આ ધરમશાળામાં એક સોદાગર હરામખોર, લુચ્ચો, છીનાળ પુરૂષ ઉતર્યો હતો તે જાતે તો એક રજપુત જેવો જણાતો હતો. તેણે સાદા પણ ફાટેલ તુટેલ કપડાં પહેરેલા હતા. દેખાવમાં એક વીસ વરસનો યુવાન ને રૂપાળો લાગતો હતો. જેથી ફાટેલ કપડાં રૂપને કોઇ રીતે ઠગી શકતા નહો'તાં. મીજાજમાં ઘણોજ તેજ પણ જીભમાં બહુજ મીઠાશવાળો હતો. કોઇ રૂપાળી સ્ત્રી ઉપર તે જો નજર નાખતો તો તેને હેરાન કરી સમજાવી બીવરાવી પોતાનું ધાર્યું કરતો હતો. જયારે કનકચંદ્ર ને સૌન્દર્યલાલ બહાર ગયા કે તુરતજ સ્નિગ્ધાબાલાવાળા ખડમાં જઇ હાવભાવ દરશાવવા લાગ્યો અને ભોળા હૃદયની ભામિનીને ભરમાવા લાગ્યો.

" આપનું નામ શું અને કયાંથી આવો છો ને કયાં જવું છે ? " રજપુતે કહ્યું આપ મ્હારૂં નામ પુછો છો પણ આપ કોણ છો ને અહીં સુધી તમો એકલા કેમ આવ્યા તમારાથી સ્ત્રીવાળા મકાનમાં પગ દઇ શકાય નહિ. માટે જયારે મારો ભાઇ કે મારા નાથ આવશે ત્યારે સર્વ પુછી જોજો " સ્નિગ્ધાએ ધીમે સ્વરે વિવેકને નમ્રતાથી કહ્યું " તમે મને એકલાનું સંબોધન આપ્યું તે ઘણુંજ રૂચ્યું ત્યારે આપણે બેકલા સાથે રમીશું ફરીશું તો હરકત નહિ આવે. એવા નમાલા નાથને તમારા જેવી રૂપવંતરમણી શોભે નહિ તે તો ખાસ મારા જેવા રાજાને ત્યાં રાણીજ જોઇએ. પટરાણી કરી સ્થાપના કરશું માટે મારી સાથે ચાલશો ? " રજપુતે કહ્યું. " આપ જે કહોછો તે ખરૂં હશે પણ જો કુંવારી હોતતો તેમ પણ

કરત પણ આ શરીર જેને સોંપ્યું છે તેનેજ નાથ ધાર્યા છે. હવે બીજું બની શકે નહિ માટે તમે મારા નાથને જણાવશો જો તે કહે તો હું આવીશ મારો ના નથી સ્નિગ્ધાએ ધીરજ રાખી દિલાસા આપી નાથ અગર ભાઇ આવી પહોંચે તેટલો વખત મીઠી મીઠી વાતચીત કરવા માટે વાક્યનો ઉચ્ચાર કર્યો " જેવાં વાક્ય સ્નિગ્ધાએ કહ્યાં કે તરતજ સ્નિગ્ધાને બાથમાં લઇ ઘોડા ઉપર બેસારી ઘોડો ઠેકાવી મુક્યો એકભર જંગલમાં લઇ ગયો. આ વખતે સ્ત્રીચરીત્રનો ઉપયોગ થયો નહિ. ધરમશાળામાં દરવાન સિવાય બીજું કોઇ હતુ નહિ અને તે પણ ઝોલાં ખાતો બેઠો હતો. સ્નિગ્ધા રાડ ન પાડી શકે તેટલા માટે મોઢે આડો ડુચો દઇ દીધો હતો. જ્યારે દુર્જન અનીતિનું પગલું ભરે છે ત્યારે સજ્જનને હેરાન કરે ને સજ્જનની કશી કારી ફાવી શકે નહિ અંતે સત્યનો જય થાય પણ પ્રથમ તો દુઃખીજ થાય છે આ જગલ તે રજપુતનું પાપ કરવાનું મુખ્ય સ્થળ હતું અહીંયા એક ઓરડો હતો ત્યાં જે કોઇ રૂપાળી ભાળે તેને લઇ જઇ તેનું સતીત્ર ભંગ કરતો હતો. અહીંઆ માણસનો સંચાર પણ થાય તેવો માર્ગ નહેતો અહીંઆ સ્નિગ્ધાને તેડી લાવ્યો. આ જગ્યાએ બે ત્રણ સુદરીઓ સતીત્વ ભંગ કરીને તે રજપુતની દાસી થઇ રહેલ હતી પણ તે કોઇ માતાના તો કોઇ પીતાના કે કોઇ પીતાના કે કોઇ ધણીના સાસુના કે નણંદના દુઃખથી છુટી સુખમાં પડી હતી એટલે તેમને કોઇ જાતની ચિંતા નહોતી પણ ઉલટી આનંદમાં પોતાનો કાળ નિર્મગન કરતી હતી. પણ બીચારી સ્નિગ્ધાબાળાને તો વળી દુઃખનુ દુઃખજ નડયું. માંડ માંડ સુખની આશા બંધાવા લાગતી હતી ત્યા વળી આ સાલ નડયું નસીબ બે ડગલા આગળને આગળ જેવો જોગ બન્યો.હવે આ રજપુત આ જગ્યાએ આવો સ્નિગ્ધા

બાળાને કહેવા લાગ્યો. એ મનહર સુંદરી આ મારૂં પ્રેમભુવન છે માટે સુખેથી મ્હારા ઉપર પ્રેમ રાખી આ પ્રીતમને સ્વીકારી સંસાર સુખ પ્રાપ્ત કરો. તમારી માફક આ રમણીઓ પણ પહેલાં બહુજ ગભરાતી હતી અને તમારી માફક અશ્રુની ધારા ટપકાવતી હતી. જ્યારે તેને હળવે હળવે ગોઠવા માંડયું ત્યારે તો બસ આનંદ સિવાય બીજું કશું દેખતીજ નથી. આપ જો ગભરાણા હોતો તમારી એનો પાસે રમો ફરોહરો પછી બધું થઇ રહેશે. એટલું બોલી પાછો મણીપુર તરફ જતો રહ્યો. હવે અહીં આગળની ત્રણ રમણીઓ સ્નિગ્ધાબાળાને આશ્વાસન આપે છે તેતો તે રજપુતના વાકય સાંભળી ધરણી ઉપર બેશુદ્ધપણે ઢળી પડી. થોડીવારે શુદ્ધ આવતા જુએ છે તો આ ત્રણ રમણીઓ પાસે બેઠેલી જોઇ બોલવા લાગી. કહો બેનો આપ કોણ છો અને મારી પાસે આવી મને દુઃખીને શા માટે દુઃખ આપો છો. અરેરે પ્રભુ હવે મારે કેમ કરવું કયાં આવા ચડી. કયા જાવું માર્ગ દરશાવો અરે માતાપીતા સ્હાય કરો. હે સ્વામીનાથ કનક કનક આ વખતે તમે કયાં ગયા. અરે ! ભાઇ ! સૌન્દર્યલાલ તું કયાં હઇશ કેમ કરૂં ક્યાં જાઉં મ્હારા કર્મમાં હજુ દુઃખ તો લાગેલું છે તે કયાંથી સુખ મળે. નાથ ! નાથ ! પધારો પધારો શા માટે દુઃખ આપો છો.

" બેન આમ કેમ ગભરાઓ છો. તમારા નાથ હમણાં આવશે હમણાંજ તમોને તૈયાર રહેવાનું કહી ગયા છે. અમો પણ તેમનીજ સ્રીઓ છીએ અને તમારી માફકજ અમને લાવેલા હતા પણ આવા ઢોંગ અમે તે દિવસે કંઇ કયા નહોતા. અહો આતો પીયરથી સાસરે આવીએ ત્યારે જે દુઃખ થાય છે તેવુંજ થયું છે. છતાં આમ કળાપો શા માટે કરો છો. તમો ગભરાઓ નહિ શાન્ત થાઓ. તમારા કહે-

ણમાં અમે ત્રણે જણીઓ હાજર છીએ. આપની આજ્ઞાનું જરાપણ ઉલંઘન કરશું નહિ. એવી અમારી સત્યવાણી છે છતાં આમ રડવાનું કારણ. વળી આજરોજે નાથ તમારી ઈચ્છા સફળ કરશે. કહો તેથી કંઈ વિશેષ જોઈએ ખરૂં ? બેન શાન્ત થાઓ, લો સાડલો પહેરો, પોલકું પણ ગૃહણ કરો.

"બેનો મારે કંઈ જોઈતું નથી મને શા માટે હેરાન કરે છે. હવે આત્મઘાત કરી આ જીવને પ્રભુને અર્પણ કર્યા વગર છુટકો નથી. બસ થયું મને પરમેશ્વરને સંભારવા દે. અરે ઇશ્વર સહાય થા મારા દુઃખ કાપ, કાં, તારી પાસે બોલાવી લે, નહિંતર મારૂં શીયલ ભંગ થાશે. અહીંઆ કોઈ સહાયકાર તારા વિના નથી. મારા કનક તથા ભાઈ સૌન્દર્ય પણ બીચારા દુઃખી થતા હશે અરે ઇશ્વર આટલા વાના શા માટે કરી વિયોગ કરાવે છે. મેં તારૂં શું બગાડયું છે કે હેરાન કરે છે. હશે થયું તે થયું પણ હવે બચાવ. હજી શુદ્ધ છું. સહાય થા. મને સતાવ ના, તરછોડ નહિ, હેરાન કર નહિ." આવા વચનથી ત્રણે બાઈઓને દયા આવી ને તેના હૃદયમાં પરમેશ્વરે વાસ કર્યો પણ એકલી સ્વાર્થ વૃત્તિથીજ. જેવા એક બોલી "શીયલવૃત વળી શુ એક પતિને પોતાનો કરી માને તેજ કેની. તેતો સહુ પાળે. અમારે પણ એક પતિ છે ને તમારે પણ એક છે તો વળી તે ભંગ કેવી રીતે થતું હશે. બીજી બોલી. તું જાણુ નહિ ને શું. આપણે તો કુંવારા હતા ને આ પતિ મળ્યો પણ તેને તો આપણા કહ્યા પ્રમાણે કરે તો એ પતિ થાય તેથી કેમ શીયળ ભંગ ન થાય ? આપણું શાસ્ત્ર પણ એમજ કહે છે કે જે ધાર્યો તેજ પતિ બાકી ભાઇ બાપ. માટે હવે તેને દુઃખ કર નહિ. ત્રીજી કહે, જો તેની ડોકનો હાર આપી દીએ તો તેને છોડી

મેલું. પેલી કહે વળી નાથ વઢસે તો શું થશે? માટે બોલ નહિ. બીજી કહે, વઢે તે શાનો. આપણે કહીશું કે ભાગી ગઇ પણ જો તે પોતાના પગના ઘરેણા કાઢી આપે તો છોડું. બીજી કહે ના ના. તમે બંને જણુ તમારૂં ધાર્યું લઇ છોડશો ને મને કાંઇ નહિ આપો તો હું તમારૂં પોગળ ખુલું કરી તમોને માર ખવરાવીશ માટે મને પણ કંઇક મળવું જોઇએ. હાથના તથા કાનના ઘરેણાં હું લઉં આમ વાતો કરતી હતી કે સ્નિગ્ધાબાળા શુદ્ધીમાં આવી હવે કાંઇ છુટવાનો આરો આવશે ખરો જો કે હું નિર્ધન તો થઇ જઇશ પણ કશી હરકત નહિ. તેથી શીયળવ્રત મારૂં અખંડ રહેશે તેમ ધારી બોલી. કહો આપ મને તમારૂં ધાર્યું થતાં છોડશો ખરા ત્રણે જણીઓ એક સાથે બોલી હા કેમ નહિ છોડીએ. છોડીશું ચોક્કસ છોડીશુ મનનું ધાર્યું થતા શોક રૂપી સાલ છોડીશું ને રાણી બની ફરીશું. દરેકની ઇચ્છા પ્રમાણે ત્રણેને પોતાનાં ઘરેણાં કાઢી દીધાં ને ત્રણે જણીઓ નિર્ભય જગ્યાએ મેલવા આવી. એક નદીનો કીનારો તથા પાસે એક ગામ આવતાં ત્યાં મેલી ત્રણે રમણીઓ હરખાતી હરખાતી પોતાના ભુવનમાં આવી. જયારે નાથ આવે ત્યારે રીસાઇને બેસી રહેવું તથા તેને સંતાડી છે તેમ કહેવું તો આપણુને હેરાન કરશે નહિ માટે તેમ કહેવું સાંજ પડતાં પેલો રજપુત આવ્યો ને ભુવનમાં જુએ છે તો પોતાની હરણ કરેલી હરણી મળે નહિ આ ત્રણે રમણીઓ વાંસો વાળીને બેઠી છે. આ જોઇ રજપુત આશ્ચર્ય પામી બોલ્યો કે તમો આમ કેમ કરો છો. પેલી મારી હરણ કરેલી હરણી કયાં સંતાડી, કેમ દેખાતી નથી, જવાબ આપો. કોણ બોલે, જયારે રીસામણું મનામણું થાય ત્યારેકની. "અરે કેમ બોલતી નથી, લાવો મારી હરીણી લાવો, નહિતર માર

ખાશો. " જરા મીજાજ સાથે તાડુકીને રજપુત બોલ્યો. ત્યાં એક જરા મોઢું દેખાડી બોલી આમ શું તોફાન માંડયા છે તેતો અમોને દુઃખ દઇ ખુબ મારમારી નાસી ગઇ. અરે મારા બાપરે રે શબ્દ ત્રણે જણીઓએ રાગડા સાથે ગજાવી મુકયો. પેલો રજપુત 'નાસી ગઇ ' સાંભળી બેશુદ્ધ થઇ ગયો. અહા મેં આટલી ઢીલ કરી તે કેટલું ખોટું કર્યું, ખરેખર રત્ન ગયું. સુશોભીત ચંદ્રમુખી હાથ આવેલી વહી ગઇ, જતી રહી, ચાલી ગઇ. શું ખોવાઇ ગઇ ? ના-નાસી ગઇ. આ સ્ત્રીઓ શોક આવેલી જાણી તેને નસાડવામાં રાજી થઇ અને નસાડી મુકી. શીવ શીવ. હવે કેમ કરવું. શું કરવું. કયાં જવું હાથ આવેલો હીરો ખોઇ બેઠો. કેવો કમનસીબ બીચારા મુસાફરે પણ તેજ રત્ન ખોયું મેં પણ ખોયું. અહા. મારી અદેખાઇનો કશો પાર રહ્યો નહિ. આમ કલપાંત કરી રડે છે, ત્યાં હરેક રમણીઓએ હાજરી આપી તેને મોહાવવા લાગી પણ તેણે કલપાંત છોડયો નહિ.

## પ્રકરણ ૧૭ મું.

### પશ્ચાત્તાપ.

સૌન્દર્યલાલ બજારમાંથી નાસ્તો લઇને આવે છે તો કોઇ ધરમશાળામા મળે નહિ. પોતાની બેન માટે હરેક ખંડ જોવા લાગ્યો પણ પતો કયાંથી મળે હવે કેમ કરવું, વિચાર કરે છે, બપોર થઇ ગયા છે ભુખ પેટમાં વ્યાપી છે; બેન કયાંક બહાર ગએલ હશે એમ ધારી ઓસરીના સ્તંભ પાસે લમણે હાથ દઇને બેઠો. ત્યાં કનકચંદ આવે છે પોતાના ઉતારાના મકાનમાં જુએ છે. ને તે જ્યારે દેખાતી નથી ત્યારે કહે છે કેમ મી. સૌન્દર્યલાલ, તમારી બેન કયાં ગએલ છે! કેમ

દેખાતી નથી. ભાઇ હું હજી હમણા નાસ્તો લઇને આવ્યો છું, હું ત્યારે મારી બેન નહોતા આવ્યો. મેં જાણ્યું ક્યાંક ગયેલ હશે પણ ધારી રાહ જોઇને અહીંઆ બેઠો ત્યાં આપ પધાર્યા બેસો બેસો વિસામો ખાઓ હમણાં આવશે ચાલો આપણે ખાઇ લઇએ તેને માટે આ ભાગ રાખીએ. મને તો બહુ ભુખ લાગી છે ફક્ત તમારીને મારી બેનની રાહ જોઇ બેઠો હતો. એમ કહી બંને જણા ખાવા બેઠા. ખાઇ પાણી પી જરા સુતા. રાહ ઘણી જોઇ પણ હજી સુધી આવી નહિ એમ ધારી બેબાકળા બેઠા થયા હવે તો તપાસ કરવી. ધરમશાળાના દરવાનને પુછ્યું કેમ ભાઇ દરવાન. અહીંઆ અમારી સાથે જે બાઇ આવેલ હતાં તે ક્યાં ગએલ છે. તેનો કંઈ પતો ખરો તું જાણતો હોય તો કહે દરવાન કહે સુણો શેઠ, મેં કુછ નહિ જાણતા હું, જબ તુમ જંગલ ગયા થા તબ પીછુ એક રજપુત યહ ધર્મશાળામેં ઉતરા થા યહ એક ઘોડા ઉપર ચડ કર ચલ ગયાથા, ઉસકી કોઇક ઓરત થા, ઇતની ખબર, મેરી ચક્ષુસેં દેખલીયા થા. અબ કુછ મેં જાનતા નહિ હું સૌન્દર્ય કહે ત્યારે તમોએ તેને કેમ જવા દીધો, તમોને ખબર નહોતી કે તે અમારી સાથે છે તો કેમ રોકી શક્યા નહિ, તે રજપુતને તમે ઓળખો છો તથા નામ ઠામ કંઇ જાણો છો. દરવાન કહે મેં ઇતના જાનતા હું કે તે વિમલપુર નગરકા રહીસ હેં. ઔર કુછ જાણતા નહિ હું મેંને ઉનકુ રોકનેકુ બહુત સાદ દીયા પણ ઉનોને ઘોડા દોડાવી મેલા કે પતા નહિ મીલા. કહો સાહેબ તે બિના મેરા કુછ ગજા નહિ, માફ કરજો જીનાબ. સૌન્દર્ય તથા કનક નિરાશાના નિસાસા મુકી પોકેપોક રડવા લાગ્યા. માંડમાંડ તેને દુઃખથી મુક્ત કરી આપણે સુખી થયા પણ જ્યાં જોઇએ ત્યાં નસીબ બે ડગલા આગળને આગળજ. હશે આ

કરવાનને શું દોષ દેવો થયું જ્યારે નસીબ ચડીયાતાં થાશે તથા લેણુંદેણી હશે તો મળશે. નહિંતર થયું. કનકચંદ્ર દિલ્ન બહુમાં અફસોસ કરે છે અને કોઈ રીતે મનને વાળી શકતો નથી. મારી પ્રાણ થકી અધિક વહાલીને દુખમાંથી મુકત કરવા જ્યાં કંઇક ભાગ્યશાળી થયો ત્યાં તો તેનું હરણ થઇ ગયું, હશે કેમ કરવું, કયાં જવું, શું કરવું, અરે સ્નિગ્ધા તારા મધુર વચન હજી સુધી મારા હૃદયમાંથી જતા નથી.

વ્હાલી મધુરી વાણી તારી, આઘાત હૃદયમાં કરે

તુજકાન્તી જોતાં દુઃખ વિસરે, શાન્તીથી વ્હાલપ ઝરે છું

હું શોકમાં ડુબેલ હોઉ શોક સમને હાસ્યથી

મુખ હસતું રાખે હર્ષથી, નિજધર્મ ચુકેના કદી

એવી ગુણવંત ગુણીયલ સુંદરી સ્નિગ્ધાને શુ એક પલકમાં ખોઇ બેઠો. હશે ચાલો હવે તો વિમલપુર જઇએ. જો નસીબમાં તેના દર્શનની પ્રાપ્તી થવી હશે તો થશે તે રજપુત પણ વિમલપુરનો હશે જેથી ત્યાં નસીબ સવળા હશે તો પતો મળી જશે નહિંતર થયું એમ ધારી સ્ટેશન ગયા ત્યાં ટ્રેઇન આવી કે દાખલ થઇ અંદર બેઠા ટ્રેઇનમાં વાતો કરતાં કરતાં વિમલપુર આવી પહોંચ્યા મણીપુરથી વિમલપર બહુ દુર નહોતું ફકત ૭૨ માઇલનો રસ્તો હતો એટલે લગભગ રાત્રે ઉતરી કીર્તીચંદ્રને ઘેર પરબારા ગયા. પોતાની ભાભી ધનગવરીને મળ્યા. આવા કારણોને લઇને બહાર નીકળવું થયું તથા આમ બીના બની. સર્વ અથથીઇતિ સુધી જણાવી દીધી. સ્નિગ્ધા બાળા માટે ધનગવરીને બહુ લાગી આવ્યું પણ ઉપાય નહિ રહ્યો જેથી લાચાર. સૌ વાળુ કર્યા પછી સુતા.

# પ્રકરણ ૧૮ મું.

## ભિક્ષુક વેશે સ્નિગ્ધા.

સ્નિગ્ધાબાળા નદી કીનારે બેઠી બેઠી રૂદન કરે છે અને પ્રભુને સંભારે છે; મારા શીયળ વૃતને અખંડ રાખવા જે મેં ખોયું છે તે ખોયું નથી પણ પ્રાપ્ત કર્યું છે. પણ હવે મારે કયાં જવું, આ ગામ કયું હશે, ચાલ પુછું તો ખરી. અરે પણ મારી શી સ્થિતિ, હું કોણ હતી ને અત્યારે મારા શું હાલ. મને જે માન હતું તે અત્યારે એક ભીખારણ તરીકે પણ કોઇ માનશે નહિ. હવે કેમ કરવું. મારે ખાવું શું. ભીખ માગવી ? શું આ ઉત્તમ કુળની કન્યા એક ભીખારણની સ્થીતી ભોગવે. અરે નસીબ આ કરતાં મને મારી કાં ન નાંખી. જો એક પાઇ સરખી હોત તો કંઇક ખાત પણ હવે કેમ કરવું ?પેલા રજપુતને ત્યાં પણ ખાવા પામી નથી. આજ તો આખા દિવસનો ઉપવાસ થયો. નાહે સહન કરેલાં સહન કેમ કરવાં. આ ભયંકર નદી કેમ ઉતરવી. કોઇ દિવસ નહિ જોએલાં નહિ સાંભળેલા નહિ સહેલાં નહિ ભોગવેલાં ભોગવવા પડે છે. અરે નાથ, અરે પતિ, અરે ભાઇ આ વખતે તો આવો. કયાં હશો, કેમ આમ તરછોડો છો? જો હું આપને નહોતી ગમતી તો તમારે આમ વિયોગ નહોતો દેવો. તમો પણ સ્વાર્થી બની મને એકલી કરી ચાલ્યા ગયા. મારા નસીબ અરે વિધાતા શું આવા અધગીન ઘડયા છે. કદી સ્ત્રીને એકલી મુકીને ચાલ્યું જવાય. અરે અનાથના નાથ આ વખતે સહાય કરવા આવો હવે તો બહુ દુ:ખી થાઉ છું બહુ પીડાઉ છું. મારે કયાં જવું ? આ નદીનું પુર જયારે ઉતરશે ત્યારેજ સામે કાંઠે જવાશે ત્યાં સુધી જઇ શકું તેમ નથી. અરે આ જંગલમાં વાઘ, વરૂ,

સર્પ, આવીને મને ખાઇ જશે મને કરડશે, મને વીખી નાંખશે મને હેરાન કરશે મને બીવરાવશે, મારે શું કરવું ? હું પ્રભુ તેમનો દોષ શું દઉં, હવે તો તારે શરણે છુ. તેઓ બાચારા મારા પત્તા વિના કેવી રીતે આવી સહાય કરે ? કયારના બીચારા શોધતા હશે. હવે હે પ્રભુ ખરો આસરો તારો છે અરે પ્રભુ તારો પણ શો દોષ. મારા કર્મજ મને નડે છે. આ સંસારજ ખોટો છે. અરે પ્રભુ.

જેમ હઠયા પતિ માત પિતા વળી માયા રહી પણ દૂર રે
તેમ હઠી જશે આ કાયા દુર, જીવ એકલ રહે મુળ રે
સુખે રહેવાને ગૃહ ચણાવ્યું પચ ભુતનું નવ માસે
લખત લખાવ્યો તું ન રાખવા, અવધ થતાં ખાલી થાશે.
કાયાગૃહમાં આનદ કરતો, લેશ ખબર નથી સુખ પામી
તે સુખ તારા સ્વપ્ન સરાખા, અંતર સુખ અળગાં નાસે
પ્રભુનો યાચક અંતર સુખમાં અવધ પુરી તું કરરે
અવધી તે સન્માર્ગે દેતાં, દુઃખ ભવોદધી તું તરરે. જેમ

અરે હવે તો સુખની આશા શી રહી ! હવે તો પ્રભુ સ્મરણ કરી મારો કાળ નિર્ગમ કરૂં. ભગવાં વસ્ત્ર ધારણ કરી જ્યાં હોય ત્યાંથી તેનો પત્તો ખુદ પાસે જઇ મેળવવો. ભજન ગાયનો સારી રીતે જાણું છું. મારી પાસે એક વીંટી રહી ગઇ છે તે આ ગામમાં જઇ વેચું. ભગવાં વસ્ત્ર વેચાતા લઉં. એક સારંગી પણ મનુષ્યોને મોહાવવા ખરીદ કરૂં. નાની હતી ત્યારથી મને તે બજાવતાં બહુ આવડે છે. તે મારી સ્ત્રી શીક્ષકને ઘણી પ્રીય હતી જેથી તે મને શીખવાડતીને ગવરાવતી. તો હવે તેમ કરૂં. આમ લમણે હાથ દઈ બેસી રહે શું આરો આવશે. આમ એકાએક શુરાતન આવ્યું ને મન

સાથે બબડી. " નદીનું પુર તો હમણાંજ ઉતરી જશે મને કોઇ ભાનું રાખશે નહિ. આમ નિર્માલ્યપણું કરવાથી શો લાભ ? હિંમતે મરદા (સ્ત્રી) તો મદદે ખુદા એ કહેવતને અનુસરી ચાલ. રાત્રી પડી ગઇ છે તો સુઇ જઇશું. સવાર પડયે નદીની રેલ ઉતરી જવાથી સામે કાંઠે જઇ શકીશું. હવે કંઇ જોખમ નથી, ગભરાવાનો ભય શો વૈરાગી વેશથી ખુદ કનક પણ ઓળખશે નહિ અને પતો મેળવી છેવટે પ્રગટ થશું પ્રભુને શો દોષ દઉં. પછી મારા ભાવી. જો નહિ મલે તો આને આ વેશમાં પ્રભુ ભજન કરશું. એમ કહી સુઇ ગઇ સવાર પડયે નદી ઉતરી ગામમાં ગઇ તો પોતાના મન પસંદ ધારેલા ગામમાં આવેલી જણાઇ. જંગલના દુઃખથી કંટાળેલી તથા ભુખમાં ચોડવાયેલી દુઃખી બાળાએ પોતાના સ્વરૂપમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો હતો. વળી શરીરના અલંકાર સર્વ અળગાં જતાં પોતે એક સાદી ભીખારણ જેવી સ્થીતીમાં આવી ગઇ હતી. આ ગામ વિલાસપુર હતું અને ત્યાં પોતાના નાથ આવેલા હશે જેથી જો એકદમ તેમની પાસે જઉં તો મને તિરસ્કાર સાથે કહાડી મુકે અને સ્નિગ્ધા હું નથી તેમ કહી શકશે કારણ કે તેની સ્થીતીનું કોઇ ઓળખી શકાય એવું સાધન કારણ) નથી. માટે આ એક વીંટી રહી ગઇ છે તે આજ સ્થીતીમાં વેચવા જાઉં અને બાવણના જેવા પણ કંઇક ફાટેલ વસ્ત્ર ખરીદ કરી ધારણ કરૂં. વળી સારંગી પણ ગાવા બજાવવા માટે જોઇએ તો તે પણ લઇ લઉં અને બાકીના જે કંઇ રૂપીઆ બચે તો થોડા દિવસ માટે ખાવાને બસ છે. પછી ધનગવરીને ત્યાંથી ભજન કીર્તન ગાવા જાશું ત્યારે હમેશનું અનાજ લોટ દાળ લાવીશું. પછી તો મારા આચરીત્ર આમલ કોઇ વાતે મને હરકત આવશે નહિ. આવો વિચાર કરી વીંટી કહાડી

વેચવા ગઇ. શરાફને ત્યાં જઇ તેના રૂ ૧૫ ) લીધા. તેમાંથી બે રૂપીઆ લુગડાના આઠ રૂપીઆ સારંગીના મળી રૂ. ૧૦ ) થયા બાકી રૂ. ૫ ) રહ્યા તેમાંથી લોટ દાલ લાવી રસોઇ કરી જમી. સારંગીના સુર મેળવવા લાગી. પોતાનો ઉતારો ધરમશાળામાં રાખ્યો. હતો અને સવાર સાંજ ધનગવરીને ઘેર જાવાનો વિચાર રાખ્યો એક સરસ ગાયન મોઢે યાદ રાખ્યું.

## પ્રકરણ ૧૯ મું.

### કનકની શંકા ને સ્નિગ્ધાનો ગુપ્ત વેશ.

કીર્તિચંદ્ર વિમલપુરમાં એક સારા હોદ્દા ઉપર આબરૂદાર નોકરીમાં સારા પગારથી પોતાના માનવંતા અમલદાર હેઠળ હતો. તે અમલદારને કીર્તિચંદ્ર સાથે એટલો બધો ગાઢ પરીચય હતો કે એક બીજા વિના ચાલી શકતુ નહિ. જેજે કીર્તિચદ્ર હુકમ કાઢતો તે અમલદાર માન પૂર્વક માથે ચઢાવતો હતો એટલે કીર્તીચંદ્ર જે કરે તેજ થતુ. સુંદરપુરમાં નાનપણુથીજ કનકચંદ્રના આશ્રય તળે કીર્તિચંદ્ર રહેલો હતો. કનકચંદ્ર તેના ઉપર વહાલ રાખતો હતો તે કરતાં પણ અધિક વહાલ કરી તે કનકચંદ્રનું મન રંજન કરવા ચુકતો નહિ. કનકના દર્શન થતાં કીર્તિચંદ્ર તથા ધનગવરીને જે આનંદ થતો તેનું વર્ણન કરવા મારી મતિ ચાલતી નથી ફકત સ્નિગ્ધા બાલાના ગુમ થવાથી શોક થયો અને થાયજ. હવે કનકચંદ્રને સારી નોકરી ગોતી આપવાના વિચાર ઉપર આવ્યો અને તે પોતાના અમલદારને નીવેદન પણ કર્યું. અમલદારે કોઇ ખાલી જગ્યા થતાં ગોઠવણ કરવાને માટે સુચવ્યું. કનકચંદ્ર પણ હમેશાં તે અમલદાર સાથે આવતો જતો થવાથી તેને કીર્તિ કરતાં

પણ ઘણો પ્રીય થઇ પડયો. ત્યાં થોડા સમયમાં પોતાની લાઇનની પોતાના જેટલીજ પગારની નોકરી ઉપર કનકચંદ્રને દાખલ કર્યો એ જગ્યાનો માણસ ઉમર લાયક થવાથી પેનશન ભોગવતો થયો. આ જગ્યાએ કનકચંદ્રની ગોઠવણ થતાં કીર્તિ તથા કનકે અમલદાર સાહેબને નજરાણું કર્યું તથા આભાર માન્યો. જેના જવાબમાં અમલદારે અત્યંત વહાલથી કહ્યું કે તેની હુશીયારીથી તે જગ્યાને લાયક ધારી ગોઠવ્યો તેમાં કશું વધારે કર્યું નથી. મે તેનો મારી ફરજ બજાવી છે. તે જગ્યાને લાયક માણસ કનક જેવો બીજો કોઇ મળત નહિ તેમ ખરા અંતઃકરણથી કહેવાને માટે બંધાયોછું. કનકની મધુરી વાણી તથા વિનયને માટે આ નજરાણું સ્વીકારી લઇ તમનેજ બક્ષીસ આપું છું તે માન સહીત સ્વીકારશો; એજ વિશેષ શું કહું. અમલદારના વાકયને સર્વેએ માન આપી છેવટ આનંદના ધ્વનિ કરી સહુ પોત પોતાને ઠેકાણે ગયા. હવે કીર્તિચંદ્ર તથા કનકે રિનગ્વાને શોધવા માટે મોટા નાના ગામમાં પોતાના માણસ મોકલ્યા હતા તે સર્વે માણુસો દરેક જગ્યાએ શોધ કરી પાછા આવ્યા પણ પતો મળ્યો નહિ. અંતે નસીબ ઉપર આધાર રાખી નિરાશા સાથે દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

ધનગવરી કનકચંદ્રને પણ અતિ વહાલથી ચહાતી હતી તથા દિલાસા દેઇ તેનું મન શાન્ત કરતી હતી. વખતે વખતે ઉભરો આવે તો મીઠી મીઠી વાતો કહી તે વાત વીસરાવી દેતી હતી. જેથી આનંદમાં વખત જઇ શકતો હતો. એક દિવસ કનકચંદ્ર તથા કીર્તિચંદ્ર સવારમાં ઓટલા ઉપર દાતણ કરતા વાતોના ગપાટા દેતા હતા અને ધનગવરી બારણા પાસે વાસણ માંજતી હતી ત્યાં એક સારંગી બજાવતી ભીખારણે પોતાના મકાનના કંપાઉન્ડમા પ્રવેશ કર્યો.

અમે તો આજ તમારા બે દિનના મેમાન

સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે.

આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન

પાછા કોઇ દિને નહિ મલીએ, ક્યાં કરશો સનમાન. અમે.

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન

સંપી સદ્ગુણુ લેજો દેજો, દુર કરી અભિમાન. અમે.

અરે ભાઇ કંઇ ટાઢો રોટલો બોટલો હોય તો આલોને બા. તમારૂં ભગવાન સારૂં કરશે. બાપુ બે દિ. ની ભુખી છું

કીર્તિ—મારા મિત્રને આ ગાયન પુરૂ સંભળાવ જોઇએ પછી તું જેમ રાજી થઇશ તેમ કરશું તું શા માટે મુંઝાય છે.

ભીખારણુ—અરે બાપુ શું કામ ના ગાઉં. લ્યો સાંભળો.

લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન.

હોય કશી કડવાશ અમારી, તો પ્રીય કરજો પાન. અમે.

કેશવ હરીએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન.

તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન. અમે.

આ વખતે કનકને રિનઝીા બાલાનું ગાન યાદ આવ્યું. પ્રીય બંધુ કીર્તી તથા ભાભી ધનગવરી! આ ભીખારણુનો સુર ખરેખર તમારી બેનપણી જેવોજ લાગે છે. વળી મોઢાનો ચહેરો પણ તેના જેવોજ લાગે છે; રખેને તેજ હોય નહિ. પણ અરે શું તે આ સ્થિતિમાં ઘેર ઘેર રોટલા માગે ખરી તે ધારવુંજ અસંભવિત છે. કોઇ કામી તેનું રૂપ જોઇ હરી ગયો તો હવે તે ખરી સતી હોયજ શાની. તેની તો આશા રાખવીજ નકામી છે.

ભીખારણુ—શું શેઠ તમો એમજ ધારો છો કે કોઇ બીનુ કોઇ કામી હરણુ કરી જાય ત્યારે તે શું સતી નહિ કહેવાતી હોય.

પોતાનું વ્રત પાળવું યા ભંગ કરવું પોતાનાજ હાથમાં છે. કદાચ કોઇ બળાત્કાર કરવા તત્પર થાય તો તે વખતે જો સ્ત્રીની શુદ્ધ મતિ હોય તો પરમેશ્વર સહાયકાર થાય અગર તે વખતે આત્મઘાત કરે ને સ્ત્રી હત્યાનું પાપ સામાને આરોપે પણ કદી તેથી અશુદ્ધ કહેવાય નહિ. ફક્ત તેની પરીક્ષા કરવી જોઇએ.

કનક—ભાઇ કીર્તિ, ભીખારણોમાં આવું જ્ઞાન કદી હોયજ નહિ. આ ભીખારણ નથી પણ કોઇ ઉંચ વર્ણની સ્ત્રી લાગે છે. વળી ભીખારણ આવી રૂપવંતી પણ ન હોય આ બાબતમાં મને કંઇક શંકા થાય છે.

ભીખારણ—જુઓ શેઠ હું જાતની ભીખારણજ છું. અને જે શંકા તમો કરો છો તે ખોટીજ છે. શું રાંકને ઘેર રત્ન ન નીપજે. શું ભીખારીની જાત રૂપાળી ન હોય. શું તેમને જ્ઞાન ન હોય. તમારા શેઠીયાઓમાં જેમ કોકજ નમાલો જાગે તેમ અમારામાં કોકજ સારો જાગે તે તો પૂર્વના કરમની વાત છે તેમાં શંકા તથા અચંબો શો કરો છો.

કીર્તિ—અલી ભીખારણ એક કોઇ કવાલી યા ગઝલ આવડે તો લલકાર જોઇએ.

ભરુસો કયાં રહ્યો ભાઇ, ગણે કાયા અમર થાયે
ભરૂસાનો સમો વહ્યો, ભરૂસે ડાટ દેવાએ
હરામી ચોર પાખંડી, દગાનું જોર જ્યાં થાતું
દયા કર અર્જથી કહેતાં, લુંટી લે સર્વ વીંખાતું
છીનાળો નીચ ને જુઠો, ફસાવે જીભ મીઠીથી
સધાતાં સ્વાર્થ પોતાનો, બીએ ના ન્યાય નીતંથી
દગો દેવાળે તો દીધો, ભરૂસો કાંખમાં લેતાં

જનોની જીંદગી નાણા, લુંટાણાં આંસુડા વહેતાં
નિશા અર્ધે જુએ નાણા, મળે ના અંગ ઉધારે
ગયો વહેવાર એ હળવે, જમાનો જુલ્મ ગુજારે
સહોદર બંધુ પણ ખુટે, નકારે નામથી છુટે
ભજાવ્યો વેશ જોગીડો, કપટ બાજીજ ચોખુટે
અનીતિ લાંચને દંડે, ગુમાવે જીંદગી બુરી
પ્રભુ કે રાયનો ડર ના, ફરે મદમસ્તમાં સ્ફુરી
વિચારી લે ભરૂસો તું, જગે વ્યાપેલ બુરાએ
નથી સંબંધી કો તારૂં, દુઃખો દેખી દુઃખી થાએ
જન્મીઓ તેમ મરવું છે, ભરૂસો કાયનો કરજે
પ્રભુની ભક્તિમાં પ્રેરી, દિવસ તારા તુ પરહરજે
કદાપી ધાર ના એવું, થતાં વય જીર્ણે સ્મરીશું
નથી વય જીર્ણની આશા, સવારે જીવશું મરશું ?
ગુજારૂં વખ્ત ભક્તિમાં, અરે તે કૃત્ય મારૂં છે
દુઃખી ભવસાગરે પ્યારા, ખરે તે તારનારૂં છે
કર્યું મેં કૃત્ય મારૂં છે, નથી તારૂં નથી તારૂં
અનીતિ માર્ગના કૃત્યો, કદી ના ધારતો મારૂં
ખરા પ્રેમે પ્રભુ રીઝે, ફરીને જન્મ ના લેવો
દુઃખોમાં ડુબવું નાંહી, તરી ભવ મોક્ષ મેળવવો
ફરી ચોરાસીના ફેરા, બને તું નારકી સાથી
અનંતા દુઃખના છુટે. ભરૂસો કાયનો કરતાં
ભરોસો ભુલથી કોનો, કદી ના વેમથી રડતાં

કનક—બહુજ સરસ ગાતાં આવડે છે. અલી ભીખારણ આવા પદો તને મોઢે ક્યાંથી રહ્યા અને તારો ગુરૂ કોણ? આ સારંગી બજાવતાં પણ કેવી રીતે શીખી ? તે મને કહે. તારૂં ગાયન મારા હૃદ-

યને આનંદ ઉપજાવે છે અને તને જોતાં મારૂં જે દુઃખ છે તે વિસરી જાઉં છું. હવે તને બે દિવસના અપવાસ છે તો ખાઇ લે. ભાભી આ ભીખારણને જે હોય તે ખાવા આપો.

ધનગવરીએ ખાવા કહાડયું. ખાઇને ચાલતી થઇ. ચાલતી વખતે કનકે સાંજરે આવવા ભલામણ કરી. ભીખારણ ગયા પછી ધનગવરીએ કહ્યું કે કનકભાઇ આ ભીખારણના ચહેરા ઉપરતો સ્નિગ્ધાનુંજ ભાન થાય છે પણ તેની આ સ્થિતિ હોયજ નહિ. હશે, આપણે હમેશાં બોલાવવી અને પછી જે હશે તે જણાઇ રહેશે. આજે આટલી ચર્ચા થઇ તો કાલે વળી બીજી ચર્ચા કરીશું.

## પ્રકરણ ૨૦ મું.

### પિતા પુત્રનો મેળાપ.

વેણીલાલ તથા તેનો ભાઇ બન્ને કનકચંદ્રને શોધવા માટે પશ્ચાત્તાપ કરતાં નીકળ્યા. દયારામ દરેક વખતે મોટા ભાઇને શાન્ત કરતો હતો. તેઓ સુંદરપુરથી ચાલી વિલાસપુર ગયા અને ત્યાંથી કીર્તિચંદ્ર વિમલપુર ગએલ છે માટે તે જો ત્યાં હોય તો જોઇએ નહિંતર પછી પાછા આવશું અને સગુણ પુત્ર ખોયો તેને માટે પશ્ચાત્તાપ કરી જેમ તેમ જીંદગી પુરી કરશું. એમ ધારી વિમલપુર રવાના થયા, વિમલપુર સ્ટેશન આવતાં ઉતરી કીર્તિચંદ્રને ઘેર પુછતાં પુછતાં ગયા. આ વખતે ધનગવરી ઘરમાં હતી. કીર્તિચંદ્ર તથા કનક ઓફીસે ગયા હતા. વેણીલાલ તથા દયારામ શ્રી સુંદરપુરથી આવેલા જાણી લાજ કહાડી ઓસરીમા એક જાજમ કહાડી દીધી તથા પાણી પાસે મેલ્યું ત્યાંતો થોડીવારમાં કીર્તિને કનક પણ આવ્યા. પોતાના પિતાના દર્શન થએલા જાણી એકદમ

અત્યંત હર્ષથી ભેટવા માટે ઢીકર તૈયાર રાખી સવિનય મ-સ્તક નમાવી ઉભો રહ્યો. જ્યાં પોતાના પુત્ર કનકને વેણીલાલે જોયો કે તુરતજ આંખમાંથી આંસુ લાવી આશીર્વાદ આપવા માટે શબ્દ બોલવાનો વિચાર કરતો સ્તબ્ધ બની ગયો. બંને પિતા પુત્રની સ્થીતિ એક પુદગળ પુતળા માફક બની ગઇ.

અરે ! પ્રભુ. જે પિતા પોતાના પુત્રને એક વખતે તિરસ્કારથી જોતો હતો, અયોગ્ય શબ્દ કહેતો હતો, ખોટું આળ ઓઢાડતો દુર કાઢતો હતો તેજ પિતા અત્યારે પોતાના પુત્રનાજ દર્શન કરવા માટે અત્રે આવી દર્શન થતાં આંસુ વરસાવતો સ્તબ્ધ બની ગયો હતો. તેનું શુ કારણ હશે એક ફકત અંધ શ્રદ્ધા. અંધ આસ્થા અંધ પ્રેમ. અયોગ્ય સાહસ. તે સર્વ કર્મનાજ પ્રતાપ છે. કર્મનીજ ગતે છે. તેનીજ રચના છે. માટે માણસે જે કામ કરવું તે વગર વિચાર્યુ કરતાં તપાસ કરવો અને મનને વાળવું. અયોગ્ય ભાષણ ન કરવું, સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ ન રાખવો. જે બાબત અસંભવિત બની હોય તેને માટે પુરતો તપાસ કર્યા પછીજ અદલ ન્યાય આપવો. એકદમ પ્રેમાંધ બનવું નહિ.

થોડીવારે કીર્તિચંદ્રે કહ્યું. અહો કાકાશ્રી આપ કયારે આવ્યા. આમ અચાનક શું આવવું થયું ? કંઇ ખબર લખ્યા હોતતો સ્ટેશને સામો આવત પણ આમ અચાનક તમને આ દાસનું ઘર કેવી રીતે જડયું.

વેણીલાલ તુટક તુટક શબ્દે બોલ્યો—અ...હો...કી...ર...તી...મા...રા...અં...ધ...વિચાર...થી...આ...પુ...ત્ર ..અ...રે...રે...મ્હારો...વ....હા....લો...ક...ન ...ક ...ખો....યો....હતો...જેને...જો...વાથી...મને...હરખ....ના...આં....સુ...ડાં...આ...વે

છે. એમ કહી તુરતજ બાથમાં લઇ બકી ભરી. અરે કનક ! ત્હારા ગયા પછી તારી માતાની ખાત્રી તારા કાકા દયારામે કરાવી જેથી તને શોધવાને નીકળ્યો હતો ત્યાં તારા કાકાના કહેવાથી અહીં આવ્યો તેણે જાણ્યું કે કીર્તિચંદ્ર વિમલપુર છે તેથી ત્યાંજ ગએલ હશે. અહીં આવતાં તારા દર્શન થવાથી મને જે આનંદ થાય છે તેનો ઉભરો બતાવવાની મારામાં તાકાત નથી. હશે બેટા માફ કર મારાં ભાવીએ મને ભુલાવ્યો નહિતર તારા જેવો ગુણવંત દીકરો તેને ફક્ત એક વેશ્યાના કહેવાથી પરદેશ કાઢું તે કેવો નીચ પિતા ગણાઉં. તું જો ન મળ્યો હત તો મારા ઘડપણમાં ચાકરી કરવાને વાસ્તે કોઇ બેલી થાત નહિ અને મારી સારી ગતિ પણ થાત નહિ. તને જોનાથી મારી આંખો ઠરે છે.

કનક—પિતાશ્રી પ્રણામ કરૂં છું. માફી ચાહું છું. અપ્રરીત શબ્દો કહેલ હોય તો માફ માગું છું. તમારા પ્રતાપે તમારી પાસેથી ચાલી ખુશીથી આંહી પહોંચ્યો છુ. આંહી આવતાં કીર્તિચંદ્રની કૃપાથી સારી નોકરી પણ મેળવવા પામ્યો છું માટે આપ કોઇ જાતની ફીકર કરો નહિ. પ્રભુ મને આપની સેવા ચાકરી કરવા સદ્-મતિ અરપો એજ મારી અંતિમ યાચના છે. પિતાજી નમન કરૂં છું.

કાકાશ્રી આપે મારા પિતાશ્રીને ખરૂં તત્વ સમજાવી ખાત્રી કરાવી વિશ્વાસ બેસાડયો અને મારો પતો મેળવી પિતાશ્રીના દર્શન કરાવ્યા તેને માટે આપનો ઉપકાર માનુ છું. ધન્ય છે કાકા. આપ મારા ખરા હિતેચ્છુ બન્યા છો આપને નમન કરૂં છું. પછી કીર્તી-ચંદ્ર કહે ચાલો જમવાને માટે તેથી સર્વ જમવાને માટે ભોજના-લયમાં ગયા. જમી કરી પાન સોપારી ખાવા બેઠા અને એક બીજા સાથે ગુજરી વાતો કરવા લાગ્યા.

# પ્રકરણ ૨૧ મું.

## ભીખારણને આશ્રય.

અમે તો આજ તમારા, બે દિનના મેમાન
સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન
પાછા કોઇ દિને નહિ મળીએ, કયાં કરશો સન્માન અમે

× × × × ×

લેશથી અમને અંતરમાં, માન અને અપમાન
હોય કદી કડવાશ અમારી, તો પ્રીય કરજો પાન અમે

ટાઇમ બરોબર સાચની ભીખારણ સારંગી બજાવતી ગાતી ગાતી કનકના ઘરમાં પ્રવેશ કરે છે. ભીખારણનો સુર સાંભળી એકદમ નકચંદ્ર બહાર આવ્યો ને ભીખારણને ઓટલા ઉપર બેસી ગાવા કહ્યું. ભીખારણે આલાપ બેસાડી સારંગીના સુર મેળવી એક એવું મીઠું ને સરસ ગાયન ઉપાડયુ કે દરેકને એક ધ્યાનથી સાંભળ્યા વગર છુટકો રહ્યો નહિ.

( રાગ માઢ )

કેડો મોહીનીનો તું મેલરે, ઇશ ગુણ ભજી લેને
શું મોહ્યો તેમાં તું છેલરે ઇશ ગુણ ભજી લેને
મોહ ફાંસીથી પ્રેમ દેખાડી, રંગ કરે અપાર
મમતીલા મનને અવળું સમજાવી, પરોવે પ્રેમી હારરે ઇશ.
પુષ્પ શય્યાના હીંડોળે હીંચી, બોલાવે હીંચો સંગ
વિધ વિધ સુગંધી અત્તર આપે ભભકે મન તરંગરે ઇશ.
નાટક કે કોડા ભાંડ ભવાયામાં, નીશા ગુમાને રસાળ.
દામ ધર્મ અર્થ કેરી ખુવારી, કરાવે એવી છીનાળરે ઇશ.

અરે ભીખારણ આવા ચોખ્ખા શબ્દનું ગાયન વગી બોધકને રસિક ત્હારી ભીક્ષુકાવસ્થાનું ભાન સુચવતું નથી પણ કોઇક ઉત્તમ કુળની પુત્રી તું હોય તેમ જણાવે છે. કહે અલી તું કુંવારી છે કે પરણેલી, તારા માતાપિતા જીવતા છે કે નહિ ! આવો ધંધો તને કોણે સુઝાડયો. તું કોઇક પદમણી લાગે છે. જો આ વેશ દુર કરે તો તું એક ઉર્વશી રંભા જેવી છો માટે સાચેસાચું કહી દે. કારણકે મારા એક દિયરજી જે મારી પાસે ઉભા છે તે કુંવારા છે તો જોડલું ઠીક થઇ જાય.

ભીખારણ—અરે બાઇ ધનવંતરી. આ ભીખારણ સાથે તમારા દીયરના લગન કરવા વિચાર ધારો છો તે યોગ્ય નથી. ભીખારણ એટલે શું તે તમો જાણો છો. જ્યારે પોતાની પાસે ખાવાને એક ફુટી બદામ પણ હોય નહિ અને ખાવાના સાંસા પડે ત્યારેજ ભીક્ષુકાવસ્થા પ્રાપ્ત કરવી પડે. કદાચ તમો મને સો પાંચસો રૂપીઆ આપો તો મારે આ વેશ શા માટે રાખવો પડે તમારા કરતાં અધિક સુખ માણું નહિ. પણ સાહેબ મારી પાસે જે કાંઇ હતું તે સર્વ મારૂં શીયળવૃત પાળવા માટે ખોઇ નાખ્યું. છું તો હજુ કુંવારી. પણ એકને મારૂં જીવન અર્પેલું છે તેને જ્યારે ખોઇ બેઠી ત્યારેજ આ વેશ મારૂં શીયળવૃત સાચવવા માટે ભજવવો પડયો. મારે ખાવા માટે કંઇક જોઇએને.

કોઇ દિન મેવા મીઠાઇ મળે તો કોઈ દિન સુકી રોટી
કોઇ દિન સુવા સેજ મળે તો, કોઇ દિન ભુમી મોટી

મા એવો ખ્યાલ રાખી સંતોષ માની આમ કરવું પડયું—મા મને પરણવાની આશા રાખશો નહિજ. જેને તન સોંપ્યું છે તે

મળશે ત્યારેજ મારો ખરો વેશ બતાવીશ માટે મારૂં ગાયન પુરૂં સાંભળો—

નારી પીતા માતા મીત્ર સંબંધી, પ્રેમ દોરાવે તેજ
સંપતી સંતતી સોંપી ખુંચાવે, જગ માયામાં સેજરે. છ્શ.
સ્વપ્ન સરીખાં સુખડાં દુઃખડાં, મોહીની આપે રોજ
ચિત્તને ચડાવે આનદે ડોલે, માણે ગમતી મોજરે. ઘ્શ.
કો'ને કો'ને રમાડે, કો'ને હસાવી જાય
નિજ નિજ કૃત્યોમાં મગ્ન બનીપર મોહિની તૈયાર થાયરે. છ્શ.
ગુરૂતણી શુભ વેણુ પ્રસાદી, કર કાયા કલ્યાણ
ધર્મ ચરીત્રને દાન તપેથી, પ્રભુ પ્રેમ રાખે એંધાણરે. ઘ્શ.

ધનગૌરી કનકને ઓલાવે છે. તે કહે છે કે ભાઇ મને તો ભીખારણ નથી લાગતી પણ કોઇક ઉંચ કુટંબની છે અને નાણાની તંગી પડવાથી દુઃખી સ્થિતિમાં પોતા માટે આ ધંધો કરવો શરૂ કર્યો છે. પણ તે પરણવાની ના કહે છે જ્યારે એક મન ધાર્યો છે તે મળશે ત્યારેજ તેને પરણુશે અને વેશ ખુલો કરશે. કનક કહે. તો તે જ્યારે કોઇ ઉંચ કુળની છે અને દુઃખી અબળા છે તો આ પાસેની ઓરડીમાં ભલે રહે. તે આપણને ભજન કીરતન સંભળાવે અને ખાવાને માટે જે આપણે ખાઇએ છીએ તે ફક્ત તેને દઇશું. ભાભી જે ખરૂં સ્વરૂપ હશે તે આવી ઉભું રહેશે મને તેજ આપો આપ લાગે છે, તેને દુઃખ શું છે તે પણ હું સમજી ગયો છું. જે શીયળવ્રતને માટે પોતાની પાસે જે કંઇ દરદાગીના હતા તે તેને સોંપી લલચાવીને છુટી ગઇ લાગે છે. મણીપુરથી જે રજપુત લઇ ગયો તેને ભોળવીને પોતાના અંગના સર્વ ઘરેણા આપી દીધા હશે અને આ વેશ લીધો હશે પણ ઉતાવલ ન કરવી.

એમ કહી ગાયન સાંભળવું શરૂ કર્યું. આ જે વાતો થાતી હતી તેમાં આ ભીખારણનું પુરેપુરૂં ચીત હતું.

ત્યાં તો મોહીની સત્વર પહોંચી, વીંખી દે ભકતી રંગ
આશા મોટી મોટી આપી લોભાવે, ફસાવે સ્વાર્થ પ્રસંગરે. ધ્રુ
આવી અનીતિ દુનીયામાં જોતાં, આંખ ઉઘાડું આજ
તારો સદેશો સ્મરૂં પ્રભુ હું, આત્મ કલ્યાણને કાજરે. ધ્રુ
કેમ છુટું પ્રભુ આવી ફાંસીથી, સ્હાય કરો દીનાનાથ
વૈરાગ્ય પ્રેમમાં ઝીકવ ગાડી, ભવોદધિ તારો નાથરે. ધ્રુ
ખંતીલા, હોંસીલા જગમાં, સત્તાધારીએ ફીનાર
મુંછાળા ફાંદાળા કોઇ લડેના, નમતા વદે જેજેકારરે. ધ્રુ

અરે બાઇ તું આજથી આ ઓરડીમાં રહે ને ખાવાને માટે પણ આંહીજ રાખ કયાય તારે માગવા જવું ન પડે અને વળી શાન્તિ તારો જે સામાન હોય તે લાવ અને સવાર સાજ ભજન કીરતન ગાજે. ભીખારણ—મારી પાસે કંઇ સામાન નથી જે છે તે તમો જુઓ છો. વળી હું કોઇને ત્યાં હજુ સુધી માગવા ગઇ નથી ફકત આજ સવારે ગાતી ગાતી તમારે ત્યા આવી તો તમોએ આશ્રય આપ્યો એટલુંજ માત્ર છે માટે આપની આજ્ઞા માથે ચડાવુ છું.

## પ્રકરણ ૨૨ મું.

### એક ઉત્તમ વિચાર.

રાત્રી પડી. રાત્રે પણ સર્વ ભેગા થઇ આડીઅવળી ગામગપાટા જેવી વાતો કરતા હતા અને તેનો ઉત્તર સ્નિગ્ધા (ભીખારણ) તુરત આપતી હતી. ઘરમાં દરેકને તે ભીખારણ અત્યંત પ્રીય થઇ પડી તેમાં વળી ધનગવરીનો નાનો બાલુડો તો તેની પાસેજ રમતો

પડયો રહેતો હતો અને ભીખારણ તેને રમાડતી હતી. તથા વખતે જ્યારે રડતો ત્યારે સારંગી બજાવી છાની રાખતી. આવી રીતે કીર્તી ચંદ્રના ઘરમાં એક જાણુકર જેવી થઇ ગઇ હતી. કનક પણ હીંમત ધરીનેજ બેઠો હતો કે આ પોતેજ સ્નિગ્ધા છે માટે ખરો વેશ સમય આવ્યે કળાઇ રહેશે. હજુ તો સ્નિગ્ધાને આ વેશથી એક મહાન ને ગંભીર કામનું બીડું ઝડપી બજાવવાનું છે તે સર્વ વાંચકો એક ચીતે વાંચશો.

વેણીલાલ તથા દયારામ હમેશાં પોતાના રોદણાં રોયા કરતા હતા. હવે કેમ કરવું અરે પ્રભુ રૂપીઆ પુરા ખરચ્યા ને આવી નીચ કુળની અધમ વેશ્યા જેવી સ્ત્રી મળી. અરે હવે કેમ કરવું. મારૂં ઘર ભાંગી ગયું પુત્રને પરદેશ કહાડવાથી સાવઘર જંગલ માફક બની ગયુ હવે. કેમ કરવું. ત્યાં પાસે સ્નિગ્ધા બેઠી હતી તેણે કહ્યું કહો જો તમારો વિચાર હોય તો તેજ વેશ્યા જેવા કુલટાસ્ત્રીને એક ખરેખરી સતી પતિવ્રતા, આજ્ઞાપાલક બનાવું તો આપ હું જે માગું તે કબુલ કરશો કે. ત્યાં તો વેણીલાલ એકદમ સાવધ થઇ બોલ્યો અહો અબળા જો તું મારૂં ઘર સુધારતી હોય તો તું જે કહીશ તે કબુલ છે. વળી તારો ઉપકાર પણ કદી વીસરીશ નહિ માટે બાપ ગમે તેમ કરીને તારૂં બોલ્યું પાળ અને મને સુખી કર.

વેણીલાલ કહે બાળા જા મારૂં વચન છે કે જીવતાં સુધી પણ તારો ઉપકાર ભુલીશ નહિ. અને તારા આભાર તળે રહી તને તારા જીવન માટે શ્રેષ્ટ આશ્રય આપીશ અને તારૂં ભલું થશે તેમ કરીશ. કનક—અલી ભીખારણ બાળા એક સરસ તેનેજ લગતું ગાયન તું ગા શી રીતે તેને સતી સાધ્વી બનાવીશ એટલી બધી તારી શી ચતુરતા છે કહે એક ગાયન ગાઇ પછી ખુલાસો કર.

બાળા કહે, મારામાં એક એવી કરામત છે કે ગમે તેવા કામી પુરૂષ યા સ્ત્રીને એક પલમાં ગુંગીવલ્લ સાધવી બનાવું. તે કરામતમાં કંઈ પણ પૈસાની જરૂર પડતી નથી અને તે મારી પાસે હાજર છે તે જોવું હોય તો મારી સાથે ચાલો અને એક સાધુ પુરૂષનો વેશ ધારણ કરી મારી સાથે રહેજો એટલે પ્રત્યક્ષ તમો જોઈ શકશો. હવે તમારી ઈચ્છા છે કે જે ગાયન હું ગાઉછું તે આજ સારંગીથી તેની પાસે ગાઈશ તે સાંભળશો.

( રાગ. મલ્હાર. )

જે જન વિષય વશ અતી થાતાં, તે સહુ નર્કમાંહી રોળાતાં
તન ખુવારી મન ખુવારી, વસ્ત્ર ખુવારી ખાતાં
કુટંબ વારસો સરવે ખોય, ભીખ માગતાં થાતાં. જે જન ૧
મન ઘેલું જે રસને વળગ્યું, મેલે ના મરી જાતાં
કામકાજનું હીર હણાયે તોપણ વળગે ગાતાં. જે જન ૨
વિષય વ્યસન એ તિવ્ર વિષ છે, પ્યાલો જેવો પાતા
અજ્ઞાની બને અંધ સ્વાદથી, પીતાં પીએ ન ધરતાં. જે જન ૩
અંતર સેન્ટ સુગંધ ઉડાવે, તેલ ફુલેલ ઉડાતાં
નિજ નારી મમ સંતોષીના ત્યાગો ચડે મકલાતાં. જે જન ૪
લાખ ગુમાવે શાખ ગુમાવે, વંઠેલો કહેવાતાં
નાક કપાતાં ધુળ જીવવું, આ જગમાં જનમાતા. જે જન ૫
ધર્મ અર્થનું ભાન જરા ના, કેફી ભમે છુપાતાં
ભુદર પદ સમજે ન કદાપી, અંતરમાં હરખાતાં. જે જન ૬

ઘણુંજ સરસ ગાયન. ત્યારે તમો એક ઉપકારી માણસ નીવડ્યાં અને મારૂં તથા મારા પિતાશ્રીનું શ્રેય કરવા કૃપાવંત થયાં. ભલે ખુશીથી હું તમારી સાથે આવું છું અને આપને ધનવાદ આ-

પતો થકો વિચરૂં છુ. આજેજ ઉપરી પાસે દિવસ પંદરની રજા લઇ હમણાંજ આવું છું. ભાભી તમો ભાતુંપોતું લુગડાંલતાં મારે માટે કહાડી આપજો અને આ બાળાને જે કંઇ પણ વસ્તુની જરૂર પડે તે લાવી આપજો. એટલે હવે સવારની ગાડીમાં ઉપડવું તેટલીજ વાર. હું ઓફીસે રજા લેવા જાઉં છું.

વાંચકો કનકને સાથે લેવાનુ શું કારણ હશે તે જો ખ્યાલ આવતો હોય તો પોતે શુદ્ધપણાથી વરતે છે અને વરતશે તથા પોતાની માતાને પણ શુદ્ધ પતિવ્રતપણું પળાવશે એમ ધારીજ સાથે રાખવો પડયો છે. થોડીવાર થઇ ત્યાં કનક પણ ઓફીસેથી આવ્યો સર્વ તૈયારી થઇ રહી એટલે સવારની ગાડીમાં ઉપડવાને માટે તૈયારી રાખી સરસામાન બાધી પેક કરી સુતા. સવાર પડતા વહેલાસર ઉઠી વિલાસપુરની ટીકિટ લઇ રવાના થયા. માર્ગમાં વાતોચીતો કરતાં કરતાં વિલાસપુર સ્ટેશન આવતાં ઉતરી તુરતાતુરત ત્યાં વેશ બદલાવી એક વિકટોરીયા કરી સુંદરપુર ગયા.

## પ્રકરણ ૨૩ મું.

### રતીલીલા.

સુંદરપુરની અંદર વેણીલાલના ગયા પછી વનીતાએ હવે સ્વતંત્રરૂપ ધારણ કર્યું. હવે પોતાની ઇચ્છા સફળ થશે એમ ધારી ઝવેરી મનહરલાલ કે જે પોતાનો યાર હતો તેને પોતાના આવાસમા હર વખત બોલાવતી અને બે ધડક પોતાના ખેલ ખેલતી. હવે ઘરમાં કોઇ રહ્યું નહિ. ખુશ મીજાજથી મનહરલાલ સાથે આનંદમાં પોતાનો દિવસ નિર્ગમન કરે છે. હમણાં થોડા વખત થયાં એક ભીખારણ પોતાના સુંદર ગાયન ગાતા સારંગી બજાવતી આવતી

હતી તે એવાં તો સરસ ગાયન ગાતી કે બન્ને નવા ગુપ્ત દંપતી ખુશ થઇ જતાં અને તેથી હમેશાં તેને પોતાને આવાસ બોલાવતાં. એક સરસ લીલા પણ અમો તમોને ભજવી બતાવશું એવી આશા આપી દિવસ પંદર કાઢી નાંખ્યા અને હમેશાં એક સોનામહોર ઘરભેગી કરતી હતી. જે લીલા ભજવવાની છે તે લીલા માટે જે કંઇ સાધન તથા ક્ષેત્ર જોશે તે પણ આપવાને કબુલાવ્યુ હતુ.

પોતાના ઉતારામાં કનકને લીલા કરવા માટે જે ગાયનની જરૂર હતી તે મોઢે કરાવ્યા હતા તથા એકટીંગ પણ શીખડાવ્યું હતું. હવે જે મુદતે લીલા ભજવવી હતી તે દિવસ માટે બન્ને જણાં ગયાં અને સર્વ સામગ્રી ગોઠવી તૈયાર કરી લાઇટનો ઉપયોગ સારો કર્યો હતો પોતાને જે કપડાં જોઇએ તેતો સાથેજ રાખ્યા હતા. •

આજરોજ વનીતા તથા ઝવેરીને એટલો બધો આનંદ વ્યાપ્યો હતો કે આપણુને જે પસંદ છે તેજ લીલા જોઇશું અને આજની રાત્રી ઇંદ્રભુવન જેવી ગાળીશું. આ લીલા થયા પછી આપણે આપણી લીલા કરશુ. વાહ પ્રભુ વાહ આપણા કર્મ સંજોગે સર્વ દુઃખ ટળતાં જાય છે અને એક અલૌકીક સુખ કુદરતજ આપતી જાય છે.' કનકનું સાલ ગયું, વેણીલાલ તથા દયારામનું સાલ પણ ગયુ હવેથી આનંદ આ વખતે તેના આનંદનો પારજ નહોતો. બને જણા સામસામી ખુરશી નાંખી બેઠા. થોડીવારમાં લીલા થવાને સર્વ સરંજામ ગોઠવાઇ ગયો. એક ટોકરી થઇ, થોડીવારે બીજી પણ થઇ, હારમોનીયમવાળો ભાડે લાવેલા હતા જેથી હરકત નહોતી. થોડીવારે ત્રીજી પણ થઇ. પડદો ખુલ્યો, એક બાળા હાથમાં સારંગી લઇ ગાવા લાગી.

રાગ મલ્હાર.

જે જન વિષય વશ અતી થાતાં, તે સહુ નર્કમાંહી રોળાતાં
તન ખુવારી મન ખુવારી, વસુ ખુવારી ખાતાં
કુટુંબ વારસો સરવે ખોઇ, ભીખ માગતાં થાતાં જે જન ૧
મનઘેલું જે રસને વળગ્યું, મેલે ના મરી જાતાં
કાયરાજનું હીર હણાયે, તો પણ વળગે ગાતાં જે જન ૨
વિષય વ્યસન એ તીવ્ર વિષ છે, પ્યાલો જેવો પાતાં
અજ્ઞાની બને અંધ સ્વાદથી, પીતાંથી એ ન ધરાતા જે જન ૩
અત્તર સેન્ટ સુગંધ લગાવે, તેલ ફુલેલ ઉડાતાં
નિજનારી મમ સંતોષીના ત્યાગી મદે મકલાતાં જે જન ૪
લાખ ગુમાવે શાખ ગુમાવે, વંઠેલો કહેવાતાં
નાક કપાતાં ધુળ જીવવું આ જગમાં જનમાતાં જે જન ૫
ધર્મ અર્થનું ભાન જરા ના કેરી ભમે છુપાતાં
મુદ્ર પદ્ સમજે ન કદાપિ, અંતરમાં હરખાતાં જે જન ૬

આ ગાયન એક રસિકને બોધદાયક સરખું છે પણ અમારી લીલામાં તેને સ્તુતિ તરીકે પ્રથમ ગાઇ બતાવીએ છીએ તો માફ કરશોજી. આજે આ રતી લીલાનો રંગ ભજાવવા ભાગ્યશાળી થયા છીએ તો પ્રથમ પ્રેમી જોડલાની પ્રતિમા પાસે કંઇક પ્રેમ ધરવો જોઇએ, તો આ વખતે આપણે એક મહોર આપવી પડશે. આ સાંભળતાં ઝવેરીએ એક મહોર ખીસ્સામાંથી કહાડી ફેંકી. ચાલ આગલ ચલાવ વધારે ગેરઉપયોગ વખતનો કર નહિ, તારે જોઇએ તે લેતી જા. મહોર લઇને એકદમ પડદો ખોલ્યો તો એક જબરજસ્ત કામદેવની તથા તેની સ્ત્રી રતીની મુરતી કળાણી. આ પ્રતિમાનું કેવું સ્વરૂપ તથા કેવો રંગ. તે જોઇ બન્ને ગુપ્તદંપતી દિંગમુઢ થઇ ગયા. વનીતા

સાવ અભણ હતી તથા કોઇ પણ વાક્યનો અર્થ સમજી શકતી નહિ અને ઝવેરી નામાંકીત, હુશીયાર, ભણેલ ગણેલ હતો. જેથી પહેલું ગાયન સાંભળતાં તો તેની નસો ઢીલી થાવા લાગી. વૈરાગ્યનો કેફ હળવે હળવે હૃદયમાં પસરવા લાગ્યો ને પોતે વિચાર કરવા લાગ્યો અરર, વિષય વિકારમાં લુબ્ધ થવાથી આટલા બધા ગેરફાયદા છે, તેની તો મને આજેજ ખબર પડી, ઠીક ચાલ. લીલા તો પુરી જોવી.

પ્રતિમામાં એક ભવ્ય સુંદર હરફથી કંઇક શાસ્ત્રી ભાષામાં કોતરેલ હતું તેના તરફ ઝવેરીની નજર ગઇ. અને વાંચવા લાગ્યો.

## व्यभिचारी नरकनो अधिकारी. दंपती परस्पर संतोषी तेजसुखी.

થોડો વખત તેજ દેખાવ રહ્યો. પછી એક સુંદર સ્વરૂપવાળો નાજુકડો યુવક કામદેવને લજાવે તેવોજ ડ્રેસ પહેરી ત્યાં કામદેવનો પાઠ ભજાવવા દાખલ થયો. જ્યારે વનીતાએ કનકને જોયલ હતો ત્યારે તેના શરીરનો ડોળ, દેખાવ એક જુદીજ તરેહનો હતો, અત્યારે બીલકુલ તે છે તેમ કહી શકાય તેમ નહોતું કારણ કે વેશ પણ બદલાઇ ગયો હતો.

લગની હળાહળ વ્યાપીરે, પ્યારી સ્નેહની જ્યોતિથી જોતાં
લગની હળાહળ વ્યાપી (૨)
વિયોગે રીબાઉં વ્હાલી, ટપક જાય આંસુડાં ચાલી
ટગમગ જોઉં હું રાહ ખાસીરે પ્યારી. સ્નેહી. ૧
વલવલ પ્રજળે રકતજ મારૂં, આકુળ કરતું ઠોસ અકારૂં
શાન્તી કર ઝટ ભેટી આવેરે. પ્યારી. સ્નેહી. ૨

મનરંજન છો રમણી રામા, મધુર શબ્દ અંતરમાં જામ્યા
પ્રીયકર દર્શન દે હવે શ્યામારે પ્યારી. સ્નેહી. ૩

આવી મનહર પ્રેમી પ્રીયાનો વિયોગ, વિયોગ; હવે મારે કેમ રહવું, ક્યાં જવું, શુ કરવું, મારી અર્ધાંગના ગઇ, ચાલી ગઈ, નાસી ગઇ, અરે છેવટે ગઇ, તેવામાં રતીબાઇ આવે છે અને કામદેવનું ..ડું પકડે છે નથી ગઇ નથી ગઇ વહાલા નથી ગઇ આપની સે.વામાં હાજર છું. જો તમો મારૂં મન મનાવો તો રીસ છોડી દઉ મને સેવામાં રહું (એક કાણુાવની પાછું વાળી જુએ છે) જેવો જુએ છે તેવોજ ભયભીત થાય છે અને હાથ તરછોડે છે. ત્યાં તો રતીબાઇ ખરેખર રંભાનો અવતાર મનાવે છે અને લટકાં મટકાંથી લોભાવે છે પણ કનકચંદ્ર નહિ નહિ મારે તો તેજ જોઇએ. એજ જોઇએ ઇ. ઇ. જોઇએ. અરે પ્યારી હવે તો આવ આવ શામાટે તરસાવે છે હવે તો હેરાન થાઉ છું. ચાલ રતી તારે માર્ગે જા હું નહિ આવું. મારી પ્યારીના નામથી મને ઠગવા આવી જા ધુતારી ચાલી જા હું તો એક પત્નીવ્રત ધર્મવાળો રામચંદ્રજી જેવો છુ

પ્રવાસી પ્રેમી આવો મ્હારે દેશ (૩)
કહે કામ રતી પતિ લેશ... ... પ્રવાસી
વેલા... રા. ભો...ગવો, રંભા રતીથી આપરે
કસો...ટી. પ્રે ..મીની...કરી...કા...પોત...નના...તા...પ...રે
પ્રવાસી પ્રેમી આવો મ્હારે ઘેર (૩)...હાં...રે. પ્રવાસી...હાં
સુણો રંભા રતી તમ લ્હેરે—......પ્રવાસી
મુજ સ્નેહ...પ...થી...ભમ્યા, નારદ. ધં...દ. સુ...રે...રે
હજુ પણ ભટકે......છે શુપ...રૂ...પ મમ ..ભર...પુ . રરે.

નહિ ચાહું હું કોઇને. મોહી રહી તમ રૂપ
પ્રેમે આવો છેલડા, વિલાસરંગ સ્વરૂપ......પ્રવાસી

।મદેવ ... ... ...

ફસાવો સતાવો પણ નવ આવું, તમ વચને અનુસાર ટેક.
કામદ ભામામાં સંતોષી છું, સુખમય પ્રેમી મમ સંસાર
અભિલાષા જે તિવ્ર વિષયની, દેશપાર કરવા તૈયાર. ફસાઇ
પરનારી વેસ્યાને જપતાં, શીયલ રત્ન અમુલખ ખોય
નર્ક કેરાં દ્વાર બતાવે, આ જીવનને ઝટપટ તોય. ફસાવે.
હારી બેસું જીંદગી મારી, નખેદ રતી થકી રમતાં
માંડ કરી મનખા દેહ પામ્યો, ધુળ મેળવું ભવ ભમતાં. ફસાવે.
આનંદી હુલ્લાસી રમણી, મમ પૂજક રંભા અવતાર
સતી પતિવ્રત પાળકનું મન, મુંઝાવું શું દુષ્ટ જમાર. ફસાવે.

તેનો ઉત્તર રતી આપે છે.

( ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે. )

હારી બેઠા પ્રવાસી તમે હામરે
એક પત્નીવ્રતપાળક જુઠ કહુ રતીમાન લઉં,
તમ મોહી રહું, પીડે કામરે. હારી.
યુવક વયમાં પરણેલી તે, જ્યારે યમને શરણે જાય
બીજી પરણવા મન લલચાયું, કહો ક્યાંથી વ્રત સાચ મનાય
તેમ ભોગવો આ બીજી તમ, પાસ વિનવે કરજોરી પાય.
વિલાસ કેરા સુખ ભોગવો, સફળ સુખ કર જીવન થાય
નથી સ્વરૂપ કે નાટયના રતી સુખડાં, અમરસ દુખડાં, -
ખીલ્યાં પ્રાણફુલડાં, છે તમામરે હારી.

કામદેવ ક્રોધથી પણ જરા સમજાવીને કહે છે.

( મન માયાના કરનારારે—એ રાગ. )

જોયું રંભા રતી રૂપ તારૂંરે, નહિ મોહે આ મનડું મારૂં (૨)
પંચ સાક્ષીથી પરણેલામાં, તેમાં ન આમ વિચારૂં.
એક અને ભલે બીજી એમ લાવું, ખાંતેથી પાન સંભારૂંરે નહિ
ઇસારા નેણુના નાચ નચાવે, તાન જગારે તું ન્યારૂં
પણ નથી જાણુતી કે તુંથી અધિક છે, શ્યામાતણું રૂપ સારૂ રે નહિ
સ્નેહ છે તાહરો ઝેરી નાગણુનો, વિષ ચડેજ અકાર
શીયળ રત્નને ખોઉં કદી જો, ખોયું મેં મોક્ષનું બારૂંરે. નહિ
અડગ ટેક છે નાંહિ સતાવો, વાતે કદી ન બનનારૂં
જાઓ પાછા બની મુજ વામાનો, રમણુ કષ્ટ નિવારૂંરે. નહિ

રતી તો પોતાનાજ ભાવ લટકા મટકા તથા ચાળા કરી લોભાવે છે.

હું મોહી પ્રીતમ પ્યારા, સ્વીકારો પ્રેમીદારા
વ્હાલા હઠઅણુ સુધારી, એજો શું વાત વિચારી
તરછોડો શું રઢીયાળા, સ્વીકારો પ્રેમીદારા
હઠ ચતુષ્ક વિણુનવ એકે, જે રાજ્ય, બાળ, સ્ત્રી હઠ છે
ચોથી હઠ યોગી રૂપાળા, ત્રીજી હઠ પાળો પ્યારા
નહોતું અંતરમાં ધાર્યું, આમંત્રણુ તજશે મારૂં
થયાં કામાવેશ કરનારા, સ્વીકારો પ્રેમીદારા
મમસમ રંભા જ્યાં મળતી, ત્યાં ન પુરુષની મતિ ફરતી
વીરનર લાયક નહિ પ્યારા, સ્વીકારો પ્રેમીદારા

કામદેવ છેલ્લો ઉત્તર આપી ચાલે છે.

શ્યામામાં સંતોષી નર નહિ, ચાહે પર રૂપવંતી નાર
ચાલો રંભા શાને સતાવો, પત્નીવ્રત વળી ગુણુ ભંડાર

હું જાણું તમવિણુ આ જગમાં, કો નહિ મોહક અવતાર
આમ કદી કોને ન મુઝવું, કોક લઈ જાઓ ઘરબાર

અહા દુનીયા કેવી વિષયઅંધ બની ગઇ છે, મારો કાયદો તો કોઇ અમલમાંજ લેતું નથી અને કોક લીએ છે તો આવી તરકટી ને નીચ સ્ત્રી કાચી હૃદયની છાતીના માણુસોને ઘડીકમાં પીગળાવી પોતાનું કામ સાધી લે છે. અરે આથી જગતનું શ્રેય કેવી રીતે થવાનું. હવે તો હે! પ્રભુ સર્વને શુદ્ધમતિ આપ. આવા અનીતિના કાર્યો કરતા અટકાવ અટકાવ, હે નાથ અટકાવ. બસ કહું છુ કે અટકાવ એકદમ પોતાના રૂમમાં જતો રહે છે અને થોડીવારે પછી શુ રની તોફાન કરે છે તે જોવાને માટે છુપાતો ઉભો રહે છે.

રતીરંભા—અરે પ્રભુ આ પુરૂષને ચળાવવાને મેં કેટલા કેટલા તરકટ કર્યા ? કેટલી જાતના નાચ નખરા, લટકા કરી ચુકી પણ કોઇ રીતે એ ટેકી પુરૂષે પોતાનો સંતોષ ન બતાવ્યો. ખરેખરો વીરપુરૂષ જાહેર તરીકે બહાર નીકળ્યો. અહા હું તો એમજ સમજતી કે પુરૂષ જો સ્ત્રીને દેખે છે કે તુરત કામી થઇ ઇચ્છા જાહેર કરે છે પણ આને તો જે કરવાનું હતું તે કરી ચુકી હતાં ટેકીજ રહ્યો. ધન્ય છે વીરપુરૂષ ધન્ય છે. તારૂ પારખું મેં આજેજ કર્યું

થાકી ગઇ વાટ, ઉર ઉછળે ઉચાટ, ખાસ વિલાસને માટ
પ્રવાસી પીગળ્યા નહિ— થાકી ૧
પુષ્પ શય્યામા ખેલીશું ખેલ, આનંદ ચુંબન રસની રેલ
અતર સેન્ટ સુગંધી સેલ, ભાવતાં ભોજન પીરસું પ્હેલ
મેણા ટેણા કહી, વિભુ! વળગી રહી, નાચ નખરાં લહી
ટેક ચુકયા નહિ.— થાકી ૨

સતાવતી કહેતી અને મોહાવતી પ્રવાસીને
નખરા અને નાચો થકી, લોભાવતી દિલહાંસીને
ખીલતી મુખ હાસ્યથી, ચગકાટ ચંદ્ર પ્રકાશીને
માને નહિ તે ખોડ શું, મુજ પ્રેમ કેરી ફાંસીને
[પ્ર]ભુ! માગું હું માફ, ભજુ ભકિત જો સાફ, તજી દુષ્ટ વિચાર
તારો હરખે સહી— થાકી ૩

હવે તો આ સંસાર મને દુષ્ટ લાગે છે.અહા મારે આ દુ:ખરૂપી ભવ-સાગર તરવાનો ઉપાય હાથ કરવો જોઇએ.આ નીચધંધો જલ્દી ત્યાગ કરૂં પ્રતિમાના શબ્દો તરફ જોઇ અરે પ્રભુ મારી પાસે હાજરજ છે. જે અમુલ્ય શબ્દ છે તેને તો ફકત દુષ્ટ ને કનીષ્ટ પ્રેમમાં અંધ બની જતાં તેના તરફ નજર પણ નાંખવા પામી નહિ. જો આ શબ્દો પહેલેથી વાંચ્યા હત તો આટલી સ્થિતિએ મારૂં હૃદય દોરાત નહિ. અરે પ્રભુ હવે તો મારા દુષ્ટ કર્મનો કયારે નાશ થશે કયારે છુટીશ કયારે મારૂં શ્રેય થાશે, હવે તો પ્રભુ બચાવી લે આ દુ:ખ ભવ સાગરમાં ડુબું છું. મરૂં છું. રીબાઉ છું. નથી કશું ભાન. નથી ચેન પડતુ. ત્યાં અંદરથી ઘોષ સંભળાયો.

"અરે અબળા સમજ. સફેદ વસ્ત્ર ધરી પ્રભુનું એક ચિત્તે ધ્યાન ધરવા એકાંત જગ્યામાં ચાલી જા. તારા પાપનો પશ્ચાત્તાપ કર અને પ્રભુનું સ્મરણ કર. નહિતર તું કોઇ રીતે છુટીશ નહિ જા." અહા. આ કોનો સુર? કોણ બોલે છે. લાગે છે તે મારા નાથ. પ્રભુ સમાનપતિ, સત્ય માર્ગના સહાયક અરે તેમની પાસે જાઉં મારી માગું. નમન કરૂં, પુજા કરૂં, આરતી કરૂં. ચરણામૃત લઉં ને પાવન થાઉં. અરે ઇશ્વર! પતિમાંજ તારો અંશ છે તેની આજેજ ખબર પડી. આ શણગાર મને દુ:ખમાં ડુબાડનાર છે માટે

આવ ત્યાગ કર. નાખી દઉં. કોઇ દુઃખી જીવને આપી દઉં મને તો ઝેર જેવા લાગે છે.

સુંદર શણગાર ઉતારૂં
ધોળાં વસ્ત્રો અંગ ધારૂં સુંદર.

પ્રીયતમ પ્યારાને પ્રણમી હુ લળી લળી માફી ચાહુ
એકજ ચિત્તે ધ્યાન ધરૂં પ્રભુ, જીવતર લાગે ખારૂં
તારો ભવોદધી પોકારૂં સુંદર.
વૈભવ વિષ સમ મુજને ભાસે, ભાસે રૂપ આ ખારૂં
વ્હાલા પ્રભુશ્રી ઉત્તમ ભાસે, નામ સ્મરી સંભારૂં
કરમાં માળા ઝટ ધારૂં સુંદર.
દુષ્ટ કર્મ કર્યાં જે ભારી, પશ્ચાત્તાપથી બાળું
સંકટ દીધાં પ્રભુ સમ પતિને, સરવે આજ વિચારૂં •
ભુદર ભજી દોષ નિવારૂ સુંદર.

જગતના જેજે સુખો છે ને સર્વ મિથ્યા છે તેની હવેજ ખબર પડી. આહાહા મારા નાથને ચરણે જાઉ આમ કહી એકદમ શણગાર ઉતારી ફેંકી દઇ શ્વેત સાડી પહેરી હાથમાં માળા ઝાલી પોતાના પ્રાણનાથને નમન કરવા જાય છે તેવામાં પેલો પ્રવાસી એક સાધુત્વના વૈરાગી કપડાં પહેરી ભજન ગાય છે ત્યા આ પહોંચી જાય છે અને તેના ચરણમાં નમસ્કાર કરી માફી માગે છે.

સ્વીકારો, સ્વીકારો સ્વીકારો
મમ પ્રણામ આજ હેતથી સ્વીકારો સ્વીકારો.
આપો ક્ષમા ભુલી ગઇ જે કષ્ટ દીધાં આપને
કુડી મતી કૃત્યો કુડા સૌ તે પડયાં આડાં મને
દુષ્ટ તિમિરે દોરતી અંધ બોધના અંધારમાં

કુદરત થકી રૂડી મતિ થઇ આવી હુ તમ પાદમાં
ઉદ્ધારો, ઉદ્ધારો, આપ થકી છેજ મારો ઉદ્ધારો. સ્વીકારો.

અહો તમો કોણ રતીબાઇ આ વેશ તમારે કેમ ગૃહણ કરવો પડયો. મને છળવા તો નથી આવ્યા ને. તેવું કહી દેજો તો હું તમારાથી છેટો રહું. કારણ કે હવે મારે ધ્યાનનો વખત થયો છે.

નાથ શા માટે મને સતાવો છો. હવે હું શું વળી જાણું. આપને ચરણે મારૂં માથું છે હવે તો બચાવો. આપના વિના મારી મુક્તિ નથી તમો ખુશીથી ધ્યાન કરો અને મને શીખડાવો. પ્રભુનું સ્મરણ મને ઘણુંજ પ્રીય લાગે છે હવે તો ઇશ્વર સમ પ્રાણનાથ આપજ ઈશ્વર છો. બેલી છો આ ભવોદધી તારનાર આપજ છો.

માધુ—ત્યારે તો આવો હું ખુશોથી શીખડાવું. ધન્ય ભાગ્ય મારા. મારૂં જીવન સફળ થયું ને સતી સાધ્વીને પ્રાપ્ત થયો—છેવટે ઇશ્વર ભજન ગાય છે. અને કહે છે કે જે કોઇ પરસ્ત્રીમા યા પર-પુરૂષમાં લુબ્ધ નહિ થતાં પોતાના નાથ અગર સ્ત્રીથી સંતોષ માની જીવન ગુજારશે તો દરેક દુર્ગુણથી દુર થઇ પ્રભુના ભક્ત બની આ દુઃખી ભવસાગર તરશે. માટે સાચવજો શીયળ તેજ આ સાગરમા તારનારૂં નાવ છે. અત્રે અમારી સતી લીલા સમાપ્ત કરીએ છીએ. માઠું લાગે તેની માફી માગી અમારો પડદો વીંટી લઇએ છીએ.

જેવી આ લીલા જોઇ તેવાજ બન્નેના હૃદય એટલાં બધાં નરમ પડી ગયાં ને એટલા બધા શરમાણા તથા પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે કાંઇ વાત કરવાની નહિ. ઝવેરી તો એકદમ વનીતાને બેન નામનું ઉપમાન આપી રજા લઇ ઘેર ચાલવા લાગ્યો અને વ-નીતા એકદમ સફેદ વસ્ત્ર ધારણ કરી આ લીલામા ભજાગ્યા પ્ર-

માણેજ વેણીલાલનો જાપ જપવા બેઠી અને તે વિના અન્ન પાણી હરામ કરી દીધાં અને હાથમાં માળા લઇ પ્રભુ પ્રભુ જપવા લાગી ને પોતાના દુષ્ટ કૃત્યો માટે પોકાર કરી રડવા લાગી. તેનું રડવું સાભળતાંજ એકદમ ભીખારણુ વેશે બહાર નીકળી-અરે બા સાહેબ આ શું થયું તમારા સાથી ક્યાં જતા રહ્યા. કેમ રડો છો વાત કરો એકદમ આ શુ થયું ઝવેરી સાહેબ ક્યાં જતાં રહ્યા અરે ઇશ્વરો આ તો એક કરતા બીજુ દુઃખ થઇ ગયું. હવે કેમ કરવું ? થોડીવારમાં કંઇક શાન્ત પડી. અરર પ્રભુ મને હવે તાર, મારૂં જીવન સફળ કર મને સહાય કર મારા નાથ વેણીલાલને મેળાવી આપ અને મારો પશ્ચાતાપ નીવારવા તેના દરશન આપી ચરણામૃત લેવા દે.

અરે પ્રભુ. મેં આવું નોતું જાણ્યુ કે આ ધંધાથી આવા નઇના દુખો ખમવા પડતા હશે. હવે તો હે નાથ ! બચાવો બચાવો આપના દરશન વિના અન્ન પાણી હરામ છે. બાઇ આપ વાત તો કરો. શું હતું ને કેમ થયુ. ત્યારે વનીતાએ જવાબ આપ્યો અરે ભીખારણુ તારી લીલાએ તો મને લાખો રૂપીઆ દેતાં પણુ ન મળે તેવું જ્ઞાન આપ્યું. ખરો ધર્મ શીખડાવ્યો ખોટો ધરમ સમજાવ્યો. અને ફાયદા ગેરફાયદા પણુ સમજાવ્યા. એ મારો યાર આ ઝવેરી હતો અમો બરોબર અમારી ઇચ્છા પાર પાડી શકતા નહિ જેથી મારો ઓરમાન પુત્ર હતો તેને ખોટો આરોપ ઓઢાડી પરદેશ કહાડયો હવે મારા પતી રહ્યા. તેને તો હું બહુ બહુ દુઃખ આપી હેરાન કરતો જેથી મારૂં પોગળ જાણી જવાથી તે પણુ મને ધીકારી પરદેશ ગયા પછી તેનો તપાસ કરાવ્યો તો પતો મળ્યો નહિ તેથી નિરાંત કરી આ ઝવેરી સાથે અમન ચમન ઉડાવતી હતી પણુ આ તારી લીલાથી ખરૂં શું ને ખોટુ શું તે

જ્યારે સમજાણું ત્યારેજ આ પશ્ચાત્તાપ કરૂં છું ને રડું છું. હવે તો પ્રભુનું ભજનજ કામનું છે. આ સંસાર અસાર છે. આ દુષ્ટ કૃત્ય નીચગતિ આપનારૂં છે તેનું જાણપણું પણ આજેજ થયું. કનક કે જે મારો ઓરમાન દીકરો તે મને કંઇક સમજાવતો પણ હું વિષય અંધ એટલે ઢોંગ કરી તેને ઉડાવી કહાડતી તો હવે તું મારી ખરી ગુરૂપત્ની ગણાણી છો તો હવે મને વેણીલાલ મેળાવ અને તારી સાથે પ્રભુ ભકિત કરતાં પણ શીખડાવ અને મારૂં જીવન સફળ કર. હવે મને આ જગત શુન્ય ભાસે છે. આ ખલકનો ખેલ ખોટો છે.

ભીખારણ કહે, તમે શા માટે ગભરાઓ છો. હું તમારા નાથનો પતો બે દિવસમાં મેળવી આપું. પછી કંઇ તમારે હરકત છે. કહો શાન્ત થાઓ તમારા પ્રીયતમ નાથની પાસે ક્ષમા યાચો. તેના દરશન કરાવું ને તમારી ટેક અડગ રાખું ને અનપાન કરી શકો તેમ કરૂં કહો બીજું કંઇ. હવે મને રજા આપો. એમ કહી પોતાનો સામાન સર્વ ઉપાડી પોતાને સ્થાનકે આવી. કનક તો વહેલાસર પહોંચી ગયો હતો. બાળા આવતાં બન્ને તેજ રાતમાં વિલાસપુર ગયાં. ત્યાં સવાર પડી ગયું. એટલે વિમલપુરની ટીકીટ લઇ ત્યાં ગયા અને વેણીલાલ કીર્તીચંદ્ર ધનગવરી સૌને તેડીને તરતજ સર્વે પાછા સુંદરપુર આવ્યાને ધરમશાળામાં રહ્યા ત્યાં ભીખારણ જઇ વનીતાને તેડી લાવી.

જેવા વનીતાએ પોતાના નાથ વેણીલાલ જોયા કે તુરતજ હર્ષ ઘેલી બની જઇ તેના ચરણમાં પડી વિનવવા લાગી કે અરે નાથ મારા પ્રીયતમ આપને જે કંઇ દુભવ્યા હોય, આપને પરિતાપ ઉપજાવ્યો હોય, આપને કષ્ટ પડે તેવાં કાર્ય કર્યાં હોય, આપને છેતર્યાં

હોય, આપની પાસે અસત્ય ભાષણ કર્યું હોય તો હે પ્રભુ ! આપની પાસે ક્ષમા યાચું છું ને કરજોડી માફી માગું છું

અરે પ્રીય પુત્ર કનકચંદ્ર તમારી પાસે મેં જે અઘટીત ભાષણ કર્યું હોય ને આપને પરદેશ રખડાવી તથા તીરસ્કાર કરી જે કંઇ કષ્ટ આપ્યાં હોય તેની આપ પાસે ક્ષમા યાચું છું. હું ભુલી ગઇ મારા નાનપણના દુષ્ટ ઇરાદાએ તેને વધારે ઉત્તેજન આપવાથી મારામાં જે કંઇ ખોડ ખાંપણ આવી હોય તો માફ કરો. અરે હવે તો મને પ્રભુનું રટણ કરવા દો. આ ભીખારણે મને દુષ્ટ અનીતિના કાર્યો કેવી રીતે થાય છે તથા તેથી પરીણામ શું આવે છે તેની મુને ખરેખર ભવ્ય ચરીત્ર બતાવી-લીલા દેખાડી ખરો રસ્તો બતાવ્યો, ખરો ધરમ બતાવ્યો, ખરૂ કાર્ય બતાવ્યું. હવે તો હે નાથ! તે મારી ખરેખરી ગુરૂપત્ની થઇ તો તેમના દરેક શબ્દો જે કંઇ કહે તે માન્ય કરી વીચરતી જઇશ. મને જ્ઞાન પ્રાપ્ત થાય માટે તેમની પાસેજ હું રહીશ. કનકચંદ્ર કહે હે માતાજી ! તમો તમારા કરેલા કર્મોનો પશ્ચાત્તાપ કરી માફી માગો છો માટે આપને ક્ષમા કરૂં છું અને જે પ્રવાસીનો પાઠ ભજાવી રતીલીલામાં એકટર તરીકે ઉતર્યો હતો તે હુંજ હતો. આ ભીખારણ મારી ભાર્યા છે. હજુ મારોને તેમનો પંચસાક્ષીથી વિવાહ થયો નથી. આ ભીખારણે હજી મને ખરૂં સ્વરૂપ બતાવ્યું નથી. તેણે પોતે ખરેખરી પતિવ્રતા સ્ત્રી છે તેનો પરચો બતાવ્યો છે. તો હવે તે ખરૂં સ્વરૂપ પ્રગટ કરી સર્વને પોતાની દુઃખી સ્થિતિનો હેવાલ કહેશે.

ભીખારણ કહે. મને પહેલેજ દિવસે આ વેશથી ઓળખી શકનાર ફક્ત મારા નાથ કનકચંદ્ર છે. હું મણીપુરથી તેમનાથી છુટી પડી છું. મારા નાથ જંગલ જવા માટે ગયા ત્યારે પછવાડેથી એક

બદમાશ રજપુત મને ઉપાડી ગયો ને પોતાના સ્થાનકમાં લઇ ગયો ત્યાં મારા જેવી ત્રણ રમણીઓ હતી. કારણકે તે તેવાજ ધંધા કરતો હતો. તે રમણીઓ તો તેમની સાથે ખુશીથી રહેતી હતી પણ મારે તો મારા નાથ કનક વિના જીંદગી નકામી છે એવીજ એક ટેકને શીયળ સાચવવા માટે મેં કોઇ રીતે માન્યું નહિ ને રૂદન કરવા લાગી. મને શાન્ત કરવાને એ ત્રણ દિવસ ટાઢા કરવા મને તે ત્રણે રમણીઓના હાથમાં સોપી. તે રજપુત એક ગરીબ સ્થિતિનો માણસ હતો. વળી આ ત્રણ રમણીઓ પણ ઘરેણે ગાંઠે દુઃખી હતી જેથી મારા શરીરના ઘરેણા જોઇ તેની મતિ ફરી. વળી શોકના સાલનું ઝેર પણ આવ્યુ. તે રજપુત ત્રણે રમણીઓના હાથમાં સોપી બહાર જતો રહ્યો. પાછળથી તેણે મારી આગળ આ ઘરેણાની માગણી કરી છોડી મુકવા કહ્યું, જેથી મને જોઇતુ હતું ને વૈધે બતાવ્યું. તે પ્રમાણે હું તે આપવાને માટે કબુલ થઇ મારા શરીરના સર્વ અંગના શણગાર ઘરેણાં ગાંઠા ત્રણેને સરખે હીસ્સે આપી દીધા એટલે ત્રણે જણાઓ બહુ રાજી થઇ ને મને થોડેક સુધી વળાવવા પણ આવી હવે છુટી. બહુ રાજી થઇ. મારૂં શીયળવ્રત અખંડ રહ્યું. મારી પાસે ફક્ત એક વીંટી રહી હતી. હું જે નદી કીનારે આવી તે વિમલપુરની નદી હતી. તેજ દિવસ નદીમાં પુર આવ્યુ હતું તેથી સવારે ઉતરી ગામમા ગઇ પાંટી વટાવી એક સારંગી, ઝોલી તથા ખાવાનું વીગેરે લીધું અને પછી કીર્તિચંદ્રનું ઘર પુછતી પુછતી ત્યાં આવી તે પછીની વાત મારા નાથ સારી રીતે જાણે છે. વિશેષ શું કહું.

કનક—વાહ સ્નિગ્ધાબાલા વાહ તારી કળા, તારી વિચારશક્તિ તારી હીંમત તે સર્વને તારા ઉપરના સર્વ સંકટ જોતાં તને ધન્યવાદ ઘટે છે. હું સુખેથી તારો સ્વીકાર કરૂંછું.

વનીતા—અરે સ્નિગ્ધાબાલા તમે તો મારા પુત્રના પત્ની થયાં અને તમારો હમેશનો સહવાસ કાયમ રહ્યો જેથી મારી કાયાનું શ્રેય થવાનો શુભ અવસર પ્રાપ્ત થયો. આવી રીતે જો તમે વેશ ભજાવ્યો ન હત તો મારા જેવી અધમબાળાનો કોઇ રીતે ઉદ્ધાર થાત નહિ મારા પૂર્વના પુન્ય પ્રાપ્ત થયાં અને મને બચાવી. તમારે માથે પણ સંકટ પડવામા બાકી રહ્યો નહિ. હશે, લખ્યું ભોગવવું. આપ સુખેથી કનકચંદ્ર સાથે ધર્મ પત્ની થઇ તમારું જીવન સુખકર પ્રાપ્ત કરો અને મને બચાવો તથા સારી બુદ્ધિ આપો.

વેણીબાલા—અરે વહુ સ્નિગ્ધા તમરા ગુણ જેટલા ગાઇએ તેટલા થોડા છે. આપ જે વચન માગો તેના કબુલ થવાં છીએ માટે તમારી ઇચ્છા અનુસાર વર્તવા તૈયાર થયો છું મારા પુત્રને તમારા જેવી વહુની પુરેપુરી ખામી રહેલ તે આપે પુરી. મારો ઘર સંસાર સારી પંક્તીમાં લાવી મારું નામ રાખ્યું. માટે હવે તો આપ સુખેથી મારા પુત્ર સાથે પત્ની ધર્મ બજાવી તમારું જીવન સફળ કરો ને ચીરજીવી રહો.

કીર્તિચંદ્ર—જે મારી ઇચ્છા કનકનુ શુભ જોવાની હતી તે આજે જોઇ તેથી મારા હરખનો પાર રહ્યો નહિ તમો બન્ને દંપતી સુખેથી તમારું જીવન સફળ કરો.

ધનગવરી—મારી શાણી સખી તારે માથે દુઃખ પડવામાં કશી ખામી રહી નહિ પણ તે હિમત રાખી સર્વ સહન કર્યું તો પ્રભુએ સારો સમય બક્ષીસ કર્યો ને તે સર્વ મનુષ્યને હિંમતનો ખરો સદ-ઉપયોગ બતાવ્યો. મારે ઘેર તારા ભીખારણ વેશને કળી શકી નહિ તો જો તારું મન દુઃખાણું હોય તો માફ કરજો. દીયરજી કનક આપને માથે જે ખોટું કલંક ચડયુ હતું તેનો નીવેડો થયો અને

તમારી માતા મારી સખીની યુકતીથી સુધરી જેથી આપનું જીવન સુખકર થયુ તો હવે આપ સુખેથી તમારો સંસાર સંપ સલાહથી ચીરંજીવી રહી સફળ કરો.

## પ્રકરણ ૨૪ મું.

સ્નિગ્ધાબાલાનો પિતા ગાંડો બની ગયો તેમને આ સર્વ ખબર મળ્યા ત્યારે તુરતજ સુંદરપુર જઈ સ્નિગ્ધાને મળ્યો મારી માગી રડવા લાગ્યો " હું દુઃખી છું બાઇ મને સહાય કર તને સંકટમાં નાંખી તમારૂં જીવન ધૂળમાં મેળવવા તૈયાર થયો. કંજુસ થયો કન્યા વિક્રયનો બદલો આવો મળશે તેની ખબર નહોતી તારી માતા તારા વિયોગથી થોડા દિવસમાં અન પાણી હરામ કરી મરી ગઇ. મારી પાસે જે કંઇ હતું તે ઉડાવી દીધું મારૂં કોઇ સહાય-કારક થયુ નહિ અને હવે ભીખ માગતો આખા વિલાસપુરમાં ભમ્યા કરૂં છું. તારા ખબર મેં જ્યારે જાણ્યા કે તારી પાસે આવ્યો છું મને બચાવ, ક્ષમાકર, સહાયકર." અરે પુત્રી હવે તો તારો આશ્રય છે પોતાની માતા મરણ પામ્યાના ખબર સાંભળી હૃદય હાથ રહ્યું નહિ અને રડવા લાગી. અરે માડી તું મારા વિયોગથી મરી ગઇ તો તે તને શું સુઝયુ. અરે માતા તારે આમ કરવું નહોતું. હુ કોક દિવસ પણ તને મળત ખરી. આ સંસારમાંથી વહી નહોતી ગઇ. વળી મેં તારા ઘરમાં મારા સ્થળનો કાગળ પણ રાખતી ગઇ હતી. અરે પ્રભુ આ શું જુલ્મ કર્યો. અરે! મારા વિયોગથી મારી માતાને તેં શા માટે ખેંચી લીધી. હે પિતા તમે કેમ જાવા દીધી. તમે હિમત શા માટે ન આપી અરે માતા તેં મારા સારૂ કેટલાં કેટલાં દુઃખ સહન કર્યાં તે શું ભુલી જઇશ. કદી નહિ. તારૂં નામ કદી ભુલીશ નહિ

તને ઘડીએને ઘડીએ યાદ કરીશ અરે એક વખત દર્શન આપ તારૂં મુખ જોવા પણ ભાગ્યશાળી થઇ નહિ. વિનયચંદ્રને પણ ખબર પડવાથી તે સ્નિગ્ધા પાસે વખત સાધીને આવી પહોચ્યો. તેમની પાસે માફી માગે છે ને કહે છે કે તારા પિતાને દુષ્ટ મતિ આપી ખરાબ રસ્તે દોરાવનાર હુંજ હતો તારા માટે તારા પિતાને લાંચ આપનાર હુંજ હતો પણ મારા કરમમાં તારી સાથે લેણાદેવી નહિ જેથી હું પરણુવા આવ્યો તેજ રાત્રે તારો પત્તો મળે નહિ જેથી લજામણે મુખે મારે ઘેર જવું પડયું ટુંકામાં તારા સર્વ સુખનો ટાળનારજ હું છું. મારા દુષ્ટ કર્મોથી હું કોઇ રીતે છુટું તેમ નથી માટે મને બચાવ. અહો સતી સાધ્વી પતિવ્રતા સ્નિગ્ધા! મારા દોષ ક્ષમા કર તું મને જે શીક્ષા કર તે માથે ચડાવું છું. હું તારે શરણે છું. એકદમ રડવું શાન્ત કરી ઉંચું જુવે છે તો પોતાના નગરશેઠ વિનયચંદ્ર પોતાના બેહસ્ત જોડી સામે ઉભેલા જોયા ત્યારે તેમને આદર સત્કાર આપી બેસાડયા. તથા પાણી પાનસોપારી પાસે મુકી કહ્યું. આપની જે ઇચ્છા હતી તે નીતિ કાર્યથી વિરૂદ્ધ હતી જેથી મને તિરસ્કાર આવ્યો. વળી મારૂં જીવન ધુળમય યતુ સુક્ષ્મને લાંબી નજરથી જોયું ત્યારે તો મારે ટુક સમયના દુઃખો સહન કરવામાં કશો નવાઇ લાગી નહિ ને અંતે મેં મારો ગુપ્ત વિચાર ઉપયોગમાં લેવો ધાર્યો અને છેવટ કર્યું પણ તેમજ. શું કરૂં ! કયાં જઉં તમારી નાની બેને તો મને ખરે સમયે રખડાવી. મારા પિતાશ્રી તો નાણા-માંજ લીન થઇ ગયા હતા અને એક બે ઘડીમાં મારી જીવનદોરી તમારે હાથે જવાની હતી અને જાત પણ ખરી જેથી મારે નાશી જવું પડયું અને આપને શરમાવું પણ પડયું હશે ક્ષમા કરજો શેઠ મેં આપનું અઘટીત અપમાન કર્યું આપની ધારણા ધુળમાં મેળવી

મને જે દુઃખ પડયું તે દુઃખ નહોતું પણ સુખજ હતું. ફક્ત મારી માતુશ્રીના પ્રાણ મારા વિયોગથી ગયા ને પિતાશ્રી એક સાવ ગરીબ સ્થીતીમાં આવી ગયાં તેજ મને દુઃખ સાલે છે. આપને શીક્ષા આપવાને યોગ્ય નથી પણ હું વિનવણીથી કહું છું કે તેના ઉપર નજર રાખતા રહેશો અને સવળે માર્ગે ચડાવી તેનું ઘેલછા પણું મટી જાય તેવા પાયા ઉપર વાતને લાવશો તો આપની ગુણ ઓશીંગણી થઇશ ભુલી જઉં તેમ નથી મહેરબાન સાહેબ આપની પાસે અરજ ગુજારૂં છું કે આપ મારા પિતાની જગ્યાએ છો તો મારા વિવાહમાં આપ મને સહાય કરી પિતાશ્રી રીતે વર્તી મારી ઇચ્છાપર લાવશો.

વિનયચંદ્ર—અહો બેન સ્નિગ્ધા તું મારી કીશોરીની જગ્યાએ છો માટે તું જ્યારે તારા પિતાશ્રીની સ્થીતા દુ:ખી થતાં જે ઇચ્છા જણાવે છે તે મારે કબુલ છે અને તને મારી કીશોરી કરતાં પણ તારો પિતા બનીને જે કંઇ પણ કન્યાદાનમાં ફુલ નહિ તો ફુલની પાંખડી જેટલો શીરપાવ આપું તે તું સુખેથી સ્વીકારી શકીશને નિરાશ થઇશ નહિ એમ ઇચ્છુંછું તારો ગુણ કદી ભુલવાનો નથી મારા જેવા બુઢા માણસો છેક જીર્ણ અવસ્થાએ પહોચી આવી દુષ્ટ મતિ કરી લાંચ આપીને પણ પોતાનો સ્વારથ સાધે છે ને બીચારી નાની બાળકીનું જીવન ધુળ જેવું નકામું કરાવે છે ને તેના શ્રાપ તથા નિસાસાથી સારી ગતિ પામતા નથી પણ મને બચાવવા માટેજ બેન સ્નિગ્ધાએ જે કાર્ય હિંમતથી કરીને છુટી ગઇ અને મને પણ બચાવ્યો છે તે કાર્ય એક અત્યુત્તમ ગણું છું અને આવી શાણી ને હિંમતવાળી સ્ત્રીઓ જો દુનીયામાં જન્મ પામી ક્ષણીક સુખમાં ન રાચતાં જીવનદોરીનું સુખ નજરે નિહાળવા બીલકુલ ભય નહિ રાખતાં નીકળી પડે તો કન્યાવિક્રય શું નામ છે તેજ સર્વ ભુલી જાય

અને આપણો ઉદ્ધાર થાય. બેન બાલ્યા મારા દુષ્ટ કાર્યનો દુષ્ટ મતિનો પશ્ચાત્તાપ કરવા દે ને મને ઉગાર તથા બચાવ આ મારી જે કંઇ મીલકત છે તે તનેજ અર્પણ કરૂં છું. મને તો હવે પ્રભુ ભક્તી કરવા દો. તમો દંપતીનો શુભ અવસર મારા હસ્તથી ઉજવું તેટલા વાસ્તે બેન મારે ઘેર આવ, તારો મંડપ મારા ઘર આગળ રાખીશને તને મારે આંગણેજ કન્યાદાન આપી વિવાહ ઉજવીશ હવે તું ફીકર કર નહિ બેન નિશ્ચીંત રહે. ચંદ્રકીશોરી પણ તારી મારી માગત્રા આપણે ઘેર આવશે માટે ચાલ મારૂં ઘર પવિત્ર કરજે. મને દુષ્ટ કૃત્યોથી બચાવઃ—

સ્નિગ્ધા—પિતા તુલ્ય નગરશેઠ આપ મને બેનના નામથી સ્વી- કારી તમારે ઘેર બોલાવો છો તો આપનું વચન માન્ય કરો મારી સાસુ તથા સસરા તથા મારા નાથ તથા મારા જેઠ કીર્તીચંદ્રની રજા લઇ આવું છું; આપ અહીંઆ બેસજો. આજ્ઞા માટેજ જાઉં છું, અને ધનગવરીને પણ આપણે ઘેર તેડતા આવીશુ કારણકે તે પણ મારી નાનપણની સખી ને જેઠાણી થાય છે. હવે સ્નિગ્ધાએ વિનયને બેસાડી ઘરના અંદર જઇ સર્વની રજા લીધી ને સર્વેએ ખુશીથી રજા આપી ને ધનગવરીને પણ તેમની સાથે મોકલી.

## પ્રકરણ ૨૫ મું.

અહીંઆ એટલે સુંદરપુરમાં ધામધુમ ઉજવાય છે. વિવાહ માટે સામગ્રી તૈયાર થાય છે સગાવહાલાંને કંકાતરી લખાય છે. કનકચં- દ્રના વિવાહમાં ગામના સર્વ માણસો આનંદમય જણાયા એક બે દિવસ તો વેણીલાલે નાત જમાડી અને ધામધુમ ઉજવવા લાગ્યા વિલાસપુરથી એક બેંડ પાર્ટી મોટા ખર્ચે મંગાવી. વનીતા પણ

પ્રભુ ભક્તિમા સાજ દિવસ ગુજારી તે પણ પોતાના પુત્ર કનકને પરણાવવા હર્ષાનંદે ગીત ગાતી ને આનદ કરતી. આ વખતે વેણીલાલના ઘરનો ડોળડમાક જુદીજ જાતનો હતો. કાકા દયારામ પણ અંતે સત્યનો જય છે તેમ સમજી તેઓ પણ કનકને લડાવવા લાગ્યા ને આનંદમાં ભાગ લેવા લાગ્યા. વનીતાએ હજુ પણ વેશ સફેદ વસ્ત્રોનોજ રાખ્યો હતો.

વિનયચંદ્રને ઘેર સ્નિગ્ધા માળા પહોચતા તુરત એક જોશી રાજને બોલાવી મુહુર્ત જોવરાવ્યું તો દિવસ પંદરના લગન આવ્યાં. શુભ દિવસે લગન લખી શ્રી સુંદરપુર મોકલી આપ્યા. સ્નિગ્ધાનો બાપ પણ વિનયને ત્યાં રહેવા લાગ્યો તેને કંઇક મગજ શુદ્ધો આવતી જતી હતી. વિનયે ડાકટરને ત્યાં દવા કરાવી તો ઘેલછામાં કેટલોક તફાવત જણાવા લાગ્યો અહીં વિવાહના કાર્યની સર્વ તૈયારી થવા લાગી નોકરો, ચાકરો, રસોઇયા, વાણુદો, ઉતારા, તથા ભોજન આપવાની ચીજો બધી તૈયાર કરવા માંડી, કાંઇ કાંઇ નોકરો મંડપ શણુગારે છે, કોઇ કોઇ તો ઉતરાવ્યા પ્રમાણે રસોઇયાને ચીજ પુરી પાડે છે, કોઇ બૈરાઓને ચીજો પુરી પાડે છે, પૈસો પુરતો એટલે લાખ વિના તો લેખું નહોતુ. આખું ગામ સ્નિગ્ધાના લગન વિનયચંદ્રને ઘેર ઉજવાતાં જોઇ હરખાતું-રાજી થાતું આવવા લાગ્યું. કોઇ જોવા તો કાઇ મદદ કરવા કોઈ ખાવાપીવા એમ સર્વે વહાલ કરવા આવતું જતું હતું. બરાબર સમય આવી પહોંચ્યો. જાન પણ લગન દિવસને દિવસે આવી પહોચી. સારો શીરપાવ, ઉતારા, સેવાચાકરી વીગેરે કરવામાં કશી ખામી રાખી નહિ બન્ને તરફની બેન્ડ પાર્ટી પણ સારી વાજતી હતી. આ વખતે એવો સરસ ને આનંદ કોલાહલ મચ્યો હતો કે વાત કરવાની નહિ. વરને પોંખવા માટે ચંદ્રકીશોરી આવી

હતી. બ્રાહ્મણો જાપ જપતા હતા. સ્ત્રીઓ ગીતડાં ગાતી હતી. આ વખતે વરરાજા મંડપ નીચે પોતાને સ્થાનકે પધાર્યા થોડીવારે બ્રાહ્મણે કન્યાને બોલાવ્યા. બન્નેનો હસ્તમેળાપ કરાવ્યો ને કન્યાદાન માટે વિનયશેઠને બોલાવ્યા. આ વખતે વિનયને હરખનો પાર નહોતો કન્યાદાનમાં એક સોનાની થાળી, વાટકો, એક સવાલક્ષની કીંમતનું રત્ન તથા એક હીરાનો હાર, રૂપીઆ બે લાખની કીંમતનો બક્ષીશ કર્યો, હવે વરકન્યા ચોરીએ ચડયા, ચાર મંગળ વરતાણા બૈરાંઓ ગીતોના નાદથી બોલ્યુ સાંભળવા દે તેમ નહોતાં. રામસીતાનું જોડું જાણી ઘણાં માણસો જોવા ગયા હતા. બેન્ડપાર્ટી પણ સરસ ને રસિક ગાયન સંભળાવતી હતી. સ્ત્રીઓ પણ ગીત ઘણુંજ જોરથી આનંદી શબ્દે લલકારતી હતીઃ—

પામો અવીચળ સુખડાં દંપતી
પામો આયુષ્ય દીર્ઘ હે ! વીર, વરી મનસ્થાર, બ્રહ્મવાકા ધીર
થયાં છો અમીર આનંદવેલ ઉગતી પામો

કંઠે મોતીની માળારે ઓપતી
વળી હાર ચંદનનો વૃંદ, સ્નિગ્ધાકેરા ચંદ, ધરે જગદ્વંદ
હાસ્યે રહીમંદ, વિવાહ માણો હોંસથી પામો

છેવટે વરકન્યા કંસાર જમ્યા ને ગોત્રીજના દર્શન કરી સૌ સૌને સ્થાનકે ગયા. બીજો દિવસ પણ જાનની સરભરા કરવામાં ગયો ત્રીજે દિવસે વરરાજા તરફથી વરોડી થઇ સાંજરે કન્યા તરફથી નાત થઇ. ચોથે દિવસે ઉત્કૃષ્ટ જમણ કન્યા તરફથી જાનને મળ્યું, પાંચમે દિવસે રજા માગી વર તરફથી શીખ બાબત સંતોષ સારો મળ્યો હતો; અંતે સ્નિગ્ધા બાલાને વળાવ્યા. વિનયની આંખમાંથી ચોધાર

આંસુ ચાલ્યા જાય ને માફ કરજે માફ કરજેનો ઉચાર કર્યા કરે તારા પિતા માટે હું દર મહિને પાચ રૂપીઆ વાવરવા દઈશ જમવાને માટે મારે ઘેર રાખીશ. આપ દંપતી સુખી થાવ ચીરંજીવી રહો આનદે વધો, સંપસલાહે નિરંતર આઆદ રહો. છેવટે પિતાએ પણ સ્નિગ્ધાને માટે કેટલોક શોચ મારી શીખામણુ સર્વે આપવાનું હતું તે આપ્યું. છેવટ એકબીજા રામ રામ કરી છુટા પડયા ને જાન સુંદરપુરનો રસ્તો કાપવા લાગી. સુંદરપુર આવી પહોંચી, સામૈયા થયા દંપતીને પોંખવા માટે વનીતા તૈયાર થઇ, તેના હરખનો પાર નહોતો પણ વસ્ત્ર સફેદ હોવાથી અચકાણી પણ લાંબો વિચાર કરી થોડા વખતને માટે રંગીન કપડાં પહેરી પોંખ્યા. વધાવી વધાવ્યા ને સ્નિગ્ધાને વહુ તરીકે નહિ પણ ગુરૂ પતી તરીકે ગણી આજ્ઞામાં રહેવા લાગી. સ્નિગ્ધા પણ સાસુ સાસુ કરી તેમને મોટા ગણી માન મરજાદા પાળી તેની આજ્ઞા માન્ય કરી તેની ઇચ્છા પ્રમાણે વરતી રહેવા લાગી ને નવરાશના વખતે વનીતાને બોધ દેવા લાગી.

સ્નિગ્ધાએ પોતાના પિતાના ગુજરાન માટે માસિક રૂપીઆ દશ આપવાને માટે નક્કી કર્યું ને તે વિષે પોતાના સસરા વેણીલાલ પાસેથી ગળશે તેમ સુચવ્યું.

હજી વનીતા જોઇએ તેવી સુધરી નહોતી જેથી તેને સુધારવાને માટે અનેક દાખલા અનેક નોવેલ, અનેક કહેવતો અનેક વચનો કહેવામાં કચાશ રાખતી નહિ આ વાત સુંદરપુરના રાજ્યમાં પ્રસરી રહીને દરેક ઠેકાણે ઠેકાણે સ્નિગ્ધાનો જય બોલાવા લાગ્યો એક દિવસે રાજાએ પોતાની મીટીંગ હાઉસમાં ખાસ જાહેર ભાષણ આપવાને માટે આમંત્રણ કર્યું હતું અને તે આમંત્રણ તેમણે ખાસ સ્વીકાર્યું હતું. કનકચંદ્ર પણ તેના જેવો ગુણીયલ ને નાનપણથી દરેકને વહાલો

ગણાતો તેને પણ ખાસ બોલાવવામાં આવ્યા હતા ને જે અમુક દિવસ મુકરર કર્યો હતો તે દિવસે પોતાની સર્વ ઓફીસો તથા નિશાળો પણ તેમના માનને ખાતર બંધ રાખવામાં આવી હતી.

## પ્રકરણ ૨૬ મું.

### સ્નિગ્ધાના ઉત્તમ વાકયો.

આ મીટીંગહાઉસને આમંત્રણ આપ્યા પછી શણગારમાં કેટલાક માણસોને કામે લગાડી દીધા હતા. તેની બેઠક એવી સરસ રીતે ગોઠવેલી હતી કે જોનારને અજાયબી ઉત્પન્ન થયા વગર રહેજ નહિ. આજે તેની મુદત આવી પહોંચી હતી જેથી દરેક સ્ત્રી પુરૂષો મીટીંગમાં ભાષણ સાંભળવાને જવા વાસ્તે તૈયાર થતા હતા. બેઠક એવી સરસ ગોઠવી હતી કે પાંચ ફીટ ઉંચા લાકડાના પ્લોટ ઉપર બે ખુરશીઓ ગોઠવેલી હતી. તેમાં ખુરશી સ્ત્રી લાઇનની સ્નિગ્ધા બાલાની બેઠકની હતી અને બીજી ખુરશી પુરૂષ લાઇનની કનકચંદ્રની બેઠકની હતી તે ખુરશીઓ સોનાના વરખથી મઢેલી હતી. તથા થોડેક છેટે તેવીજ ખુરશીઓ બન્ને લાઇન તરફ જુદી જુદી ગોઠવેલી હતી તેમાં એક બેઠક રાણીની તથા એક બેઠક રાજાની હતી. વળી તેની પાસે બે રૂપાની ખુરશીઓ ગોઠવેલી હતી તેમા એક તરફ કુંવર ને બીજી તરફ કુંવરીની બેઠકો હતી તેની પાસે ટેબલ ઉપરથી હેઠે બંને બાજુએથી વેણીલાલના કુટંબની તથા સગાં વહાલાંઓની સગવડતા હતી. તે પછી સ્ત્રી વર્ગની લાઇનમાં દરેક પ્રખ્યાત પુરૂષોની બેઠકો ગોઠવેલી હતી. દરેક માણસ સહુ સહુની જગ્યાએ ટાઇમસર હાજર થઇ ગયું થોડીવારે નામદારશ્રી ઉભા થયા. ભાઇઓ તથા બેનો મારી પ્રજાના હિત ખાતર સદ્દગુણી સ્ત્રી પુરૂષનું ભાષણ સાંભળવા

આ મીટીંગ મેળવવામાં આવી છે. તો પ્રથમ મારી પ્રજાનો વીર પુરૂષ કનકચંદ્ર પોતાના સુભાષિત વાકયો કડી મારૂં તથા પ્રજાનું મનરંજન કરશે તેમ આશા રાખું છું. તાલીઓથી આખો હોલ ગાજી રહ્યો. દિવાન સાહેબ—હું મહેરબાન નામદાર સાહેબના મતને અનુમતિ એટલે ટેકો આપું છું કે કનકચંદ્ર મારી પ્રજાને ઉપદેશ આપી તેમના દુષ્ટ વિચારોનું નિકંદન કઢાવશે. તાલીઓ પડી. પછી કનકચદ્ર નામદાર મહારાજા તથા મહારાણીને નમસ્કાર કરતો ઉભો થયો. મહેરબાન નામદાર મહારાજા સાહેબ તથા અખંડ સૌભાગ્યવંતા મહારાણી સાહેબ તથા સર્વ સદ્‌ગૃહસ્થો આપે મારા વાકયો સાંભળવા ઉત્કંઠા ધરાવી તો ખુશીથી તમારૂં મનરંજન કરવા તૈયાર છું માટે શ્રોતાજનો એક ચીતથી સાભળશો. પ્રથમ આપણે પ્રભુની સ્તુતિ કરશું—

## શાર્દુલ વિક્રીડિત છંદ.

દુઃખો દુર કરી સહાય કરવા આ દાસને હર્ષથી
થાઓ પ્રેમી સદા સુખી વિભુવરા, રાખો નમું હર્ષથી
દીનાનાથ દયાલ નામ ધરીયું, જે વિનતી હુ કરૂં
સ્વીકારી સદ્‌ગુણુ આપ અરપો, નીતિ મહીં હૂં ફરૂં—લેખક ભુદર

આપણે નિરંજન નિરાકાર અંતરજામી પરમાત્માની સ્તુતિ કરી રહ્યા પછી આપણો મુખ્ય ધર્મ શું છે તે જાણવું જોઇએ. અંતરમાં દયાભાવથી દરેક સાથે વર્તવું. કોઇનું મન કોચવાય તેવું પગલું લેવું નહિ. અનીતિના માર્ગે દોરાવું નહિ. વડીલ ગુરૂ પિતા માતાના વચન પ્રમાણે વર્તવું ને તેમની સેવા કરવી. આ જગતમાં

દયા જેવો કોઇ ધર્મ નથી કોઇ પણ પ્રાણીને જીવ આપણને આપણો જેવો વહાલો છે તેવોજ તેમને છે. હાથીનો જીવ ને કીડીનો જીવ એકજ ગણાય પણ શરીર નાનું મોટું છે. આપણને કોઇ એક સોયની અણી અડાડશે તો કેવું વસમું લાગશે ? તેમ સર્વ જીવોને વેદના થાય છે કોઇને ધ્રાસકો પડે તેવા વાકયો મુખમાંથી કહાડવા નહિ. પણ ધીમેથી તેને દુઃખ ન ઉપજે તેમ સમજાવવું, દુનીયા એવી સ્થિતિમાં હાલ આવી પડી છે કે અનીતિ તો એક ક્ષણ છોડી શકતી નથી. બાળક જયારથી જન્મ પામે છે ત્યારથી બાળલીલામાં પણ નીતિના કાર્ય કરવા ચુકતા નથી. દરેક મનુષ્યો જાણે છે કે કન્યા વિક્રય જેવા અધમ વિચારથી માણસો કેટલા દુખી થાય છે ને અંતે કેવી સ્થીતિ થાય છે નહિંતર હું કહીશ કે મારી ધર્મ પત્નીનો પિતા પોતાની પુત્રીને પરણાવવા તેજ નગરના વિનયચંદ્ર વેરે વેવિશાળ કરેલું હતું ને અમુક રૂપીઆ ઘરમાં પણ ભરી દીધા હતા. જે વખતે લગ્ન દિવસ આવ્યા ત્યારે મારી ધર્મ પત્ની મળે નહિ. દરેક જગ્યાએ ગોતો ગોતીને કાંઇ ગયા ને છેવટે તે વરને મુંગે મોઢે પાછુ જવું પડયું. તેનું પરીણામ એ આવ્યુ કે પોતાની પુત્રી ખોઇ. તેની ભાર્યાપણ ગઇ ને છેવટે પોતે ગાંડો બની ઘેર ઘેર ભીખવા લાગ્યો. વળી અનીતિનો બદલો પરમેશ્વર આપ્યા કરે છે એક કવિએ કહ્યું છે કે.

જેસી નીત હરામકી એસી હરીસેં હોય
વહી જાય વૈકુંઠમે, પલ્લો ન પકડે કોય

વળી પારકુ ધન પત્થર બરાબર ગણી પરસ્ત્રી સેવનથી અલગ રહેવું પોતાનીજ પત્નીથી સંતોષ માનવો. બહુ ઉડાઉ થવું નહી પણ

કરકસર રાખતાં શીખવું. ખોટું બોલવાની તથા કપટ કરવાની ટેવ કહાડી નાંખવી. આ જગતમાં રાજાથી રંક સુધી કોઇ પણ સુખી હું મારી નજરે ભાળતો નથી જ્યાં જાઉં છું ત્યાં કોઇ પણ પ્રકારનું દુઃખતો અવશ્ય વસેલું છે તો તે દુઃખ દુર કરવાને માટે અને અમર પદ પામવાને માટે પ્રભુનું સ્મરણ કરવું તથા નીતિથી વર્ત્તવું તેજ સર્વોત્તમ છે. વળી વિષય વિકારથી દુર રહેવું. વિષયવિકાર તે પણ પ્રભુએ અનીતિનું પ્રથમ પગથીયું કહ્યું છે. તેથી પોતાના તન ધનની ખરાબી થાય છે. અને તેમાં એટલું બધું મગજ ભ્રમીત રહે છે ને કશું કામ સુઝતું નથી માટે તેનાથી પણ દુર રહેવું જોઇએ. ત્યાર પછી સ્નિગ્ધાબાળા સર્વને નમન કરતી ઉભી થઇ. સ્ત્રીઓનું કર્તવ્ય શું છે તે ઉપર ભાષણ આપવું શરૂ કર્યું. સભા વિસર્જન થઇ દરેક સ્ત્રી પુરૂષ કનક સ્નિગ્ધાનો જય બોલતું વીખરાવા લાગ્યું. મહારાજાએ કનકને અને સ્નિગ્ધાબાળાને એક હીરા જડીત રત્ન આપ્યું અને પોતાની પ્રજા દરેક તમારા જેવી સુશીલ થઇ સત્ય માર્ગે પ્રવર્તે એવું ઇચ્છી માન સહીત કનક તથા સ્નિગ્ધાબાળાને તેમને ઘેર મોકલ્યાં.

## પ્રકરણ ૨૭ મું.

વનીતાને સ્નિગ્ધાબાળા બોધ આપ્યા કરે છે અંતે વનીતા પણ એવી સરસ સુધરી ગઇ છે ને એટલી બધી ભક્તિ વ્યાપી ગઇ છે કે એક ઘડી પ્રભુ ભક્તિ વિના નકામી જવા દેતી નથી. સ્નિગ્ધા બાળા પણ પોતાની સાસુ સમાન લેખી તેને પુછ્યા વિના પાણી પણ પીતી નથી હવે વેણીલાલની સ્થીતી વૃદ્ધ થઇ હતી જેથી તે પણ પ્રભુ ભક્તિમાં નિરંતર દિવસ ગુજારતો હતો. હવે કનકચંદ્ર તથા

કીર્તીચંદ્રને વિમલપુર નોકરી માટે જવાનું હતું પણ સુંદરપુરના રાજાને જાણુ થવાથી તેમને ત્યાં નહિ જવા દેતાં પોતાનાજ રાજ્યમાં નોકરી ઉપર ગોઠવવાનું નક્કી કર્યું. ત્યાંના ન્યાયાધીશને પેન્શન યોગ્ય જાણી પેન્શન આપી કનકચંદ્રને તે લાઇન ઉપર ગોઠવ્યો તથા કીર્તીચંદ્રને હજુર શીરેસ્તેદારની જગ્યા આપી દીધી. મહારાજાને કનકચંદ્ર વિના એક પગ પણ ચાલતુ નહિ તેથી તેના સાથે સવારસાંજ ફરવા જતા હતા. કનકચંદ્રે હળવે હળવે મહારાજાને શીકાર કરવાની ટેવ છોડાવી અને તેથી ગેરફાયદા શું થાય છે તે પણ તેના મગજમાં ઠસાવ્યું વળી રાજ્યમાં કેટલાક થતાં અનીતિનાં કાર્યો ન થાય તેને માટે અમુક ધારા બાંધ્યાને તેનો પુરેપુરો અમલ બજાવ્યો ને પ્રજાને સુખી બનાવી આ વખતે સુંદરપુરનું રાજ્ય ધર્મરાજાની ઉપમા આપી શકાય તેવું બન્યું હતું રૈયતને દરેક પ્રકારે સુખ આપવું તેજ તેનો ઉદ્દેશ હતો સ્નિગ્ધાબાળા પણ દુ:ખને અંતે સુખ છે એમ ધારી પોતાના પતિમાં સુખ માની સુખેથી તે પણ વર્તતી હતી અને પોતાનો ખરો ધર્મ બજાવવા કદી ચુકતી નહિ આ વખતે સ્નિગ્ધા તથા કનકનું જોડું પોતાના દિવસ સંપને સલાહથી પ્રવર્તાવતાં હતાં ધનગવરીને સ્નિગ્ધાબાળા બંને એકજ બેનો હોય તેવી રીતે સંપથી વર્તતા હતા.

મનુષ્યો અનીતિને રસ્તે જ્યારે દોરાય છે ત્યારે તેને હું શુ કરું છું તે સુઝતું નથી. છેવટ જ્યારે તેના ફળ મળે છે ત્યારે પસ્તાવાંમા બાકી રહેતું નથી તો પ્રથમથી સદાચારણુ આચરી નીતિને માર્ગે પોતાનો કાળ ગુજારીએ તો આ ભવમાં તથા પરભવમાં સુખ પ્રાપ્ત કરી શકાય છે તો હમેશાં પોતાનું કાર્ય નીતિથી કરવું તેમાં સર્વ રાજી છે અને કનકચંદ્ર તથા સ્નિગ્ધા બાળાનો દાખલો લેતાં ભવિ-

આમાં સુખી થવાય છે. એજ. અસ્તુ.

જય જય જય જીનેંદ્ર

પૂરણ કીધું હર્ષથી, અત્યુત્તમ નોવેલ
વાંચો નીતિના ગ્રંથો, પામો સદ્દગુણ સહેલ.
સાહિત્ય મનરંજક ખરૂં, વળી બોધક રસખાણ
પ્રીયકર પ્રેમી નામનું, સ્નિગ્ધા પુસ્તક જાણ.



# અગાઉથી થયેલા ગ્રાહકોનાં મુબારક નામો.

## વાંકાનેર.

૧ પાડરીયા પાનાચંદ જેસંગ
૧ સોલાણી મોહનલાલ નાનચંદ
૧ મેતા તારાચંદ ફુલચંદ
૧ મેતા વખતચંદ નારણજી
૧ મેતા હેમચંદ નારણજી
૧ મણીલાલ ત્રીભોવન શેઠ
૧ સંઘવી માવજી નાનજી
૧ મીસ્ત્રી કરમસી પ્રભુ

## સરધાર

૫ રા. રા. શેઠ મુલચંદ કરસનજી

## રંગુન.

૨ જમનાદાસ લખમીચંદ પારેખ
૧ જમનાદાસ જાદવજી વોરા
૧ રા. રા. ઠાકરસીભાઇ
૨ રા. રા. મણસી માણેક
૧ રા. રા. મુલજી દેવસી
૧ રા. રા. નેણસી દેવસી
૨ રા. રા તેજસી કેસવજી વોરા

## રાજકોટ.

૧ ખઢેરીયા હરીલાલ કાનજી
૧ રા. રા. વૈદ્યરાજ ભાણજી મુલજી
૧ રા. રા. પ્રભુદાસ ભાણજી ઓધાણી
૧ રા. રા. છોટાલાલ કાનજી
૧ કંદોઇ ટપુ કાલા
૧ મેતા છગનલાલ પરશોતમ
૧ રા. રા. અનોપચંદ હેમચંદ
૧ પાટક રણછોડ પ્રાગજી
૧ રા. રા નટવરલાલ લખમીચંદ વોરા
૧ રા.રા.પ્રતાપરાય સાકરલાલ બુચ
૧ પારેખ મગનલાલ ત્રીભોવન
૧ રા. રા. હેમચંદ દોલતચંદ શેઠ
૧ પારેખ કેશવલાલ ગોપાલજી
૧ મેતા છગનલાલ જસવીર
૨ શેઠ દુર્લભજી નીમચંદ
૧ મી. લક્ષ્મીદાસ રામજી
૧ ભાઇ ઝુંઝા સુંદરજી
૨ શેઠ ધીરજલાલ મોતીચંદ
૧ શા. ગોદડચંદ તલકચંદ
૧ રા. રા. ફુલચંદભાઇ અનોપચંદ
૧ પારેખ પ્રાણજીવન રગનાથ
૧ માસ્તર કેશવજી નાગજી
૧ કંસારા ઠાકરસી કેસરજી
૧ લોધા છોટુભાઇ પ્રસાદ
૧ કાગદી હીરાચંદ પરસોતમ
૧ મેતા હેમતરામ સૌભાગ્યચંદ
૧ રા. રા. કેશવરાય માનશંકર
૧ શા. ચુનીલાલ નીહાલચંદ
૧ રા. રા. રતીલાલ હીરાચંદ
૧ ખત્રી રણછોડ જેતસી
૧ મેતા હેમચંદ ઉમેદચંદ
૧ મેતા લીલાધર ભાણજી

૧ ઠા. કરસન રામજી ઘડીયાલી
૧ પા. દુર્લભજી રાઘવજી
૧ સુમરાવ પીરમમદ કેસર
૧ મેરાઇ દેવજી લાધા
૧ મેતા મોતીલાલ જીવરાજ
૧ બાબુ કાનજી ગોકલદાસ
૧ ઠા. ત્રીભોવન ચના
૧ મેતા ન્યાલચંદ અમરસી
૧ કપુરચંદ માણેકચંદ
૧ મોહનલાલ નાગજી
૧ રા. રા. હરખલાલ કરૂણાશંકર
૧ મેતા ભાઇચંદ ત્રીભોવન
૧ મેતા વેલજી ડાહ્યા
૧ પોસ્ટમેન મનજી પમા.
પોસ્ટ જમાદાર
૧ જગજીવન હીરજી
૧ હેમતરામ મકનજી
૧ કંટ્રાકટર અમૃતલાલ
ભવાનભાઇ પુજારા

મુંબઇ.

૧ રા. રા. પ્રભાશંકર જેઠારામ
૧ રા. રા. જગજીવનદાસ
ઘેલાભાઇ
૧ રા. રા. દામોદર ભાણજી
૧ રા. રા શેઠ માધવજી ભાણજી
૧ રા. રા. શેઠ દેવકરણ મોધવજી
૧ રા. રા. શેઠ ચકુભાઇ
ભવાનભાઇ

૧ રા. રા. શેઠ વસનજી નાનજી
ગોરડીયા. બાકરાબાદવાલા
૧ રા. રા. શા. ભગવાનજી
સુંદરજી
૧ રા. રા. શા. બાલકૃષ્ણ
વનમાળી
૧ રા. રા. શા દામજી એન્ડસન્સ

હુબલી.

૧ જમનાદાસ કાનજી લાલાણી

કલકત્તા.

૪ રા. રા લીલાધર પેમજી
૧ રા. રા. રામદાસ ત્રીભોવન
૨ રા. રા. છોટાલાલ પ્રાણજીવન
૧ રા. રા. ન્યાલચંદ દેવચંદ

ધ્રોલ.

૧ શાહ ધનજી અવચલ
૧ વશા મુલજી બેચર

જામનગર

૧ પુનાતર મણીલાલ જેસંગ
૧ નાગનીયા અમૃતલાલ વીઠલજી
૧ રા. રા. ચુનીલાલ દેવચંદ ગોરા
૧ કોઠારી પ્રાગજી આણંદજી

જુનાગઢ.

૧ રા. રા. રતીલાલ માણેકચંદ

મેસાણા.

૧ ખંભારા આત્મારામ પાનાચંદ

